# પારસી કોમ વિષે મહાત્માજી



પ્રકાશકઃ

રયાવક્ષ મા૦ ભાધા

ઉદવાડા.

નકલ ૧૦૦૦ ]                    [ કિંમત ૪ આના

મુદ્રકઃ

પ્રભુભાઈ વિઠ્ઠલભાઈ મહેતા

નવયુગ મુદ્રણાલય—લીમડાચોક, સુરત.

# મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીજીના જીવનની ટુંકું રૂપરેખા !

તા૦ ૨–૧૦–૧૮૬૯, પોરબંદર મધ્યે જન્મ. ઈ. સ. ૧૮૮૧, શ્રીમતી કસ્તુરબા સાથે લગ્ન. ઇ. સ. ૧૮૯૧, મુંબઈની હાઈકોર્ટમાં એડવોકેટ તરીકે ઇ. સ. ૧૮૯૩, દક્ષિણ આફ્રિકા ખાતે જવું. ઇ. સ. ૧૮૯૪, નાતાલ ખાતે હિંદી મહાસભાનો પાયો નાખ્યો, તથા દક્ષિણ આફ્રિકાના હિંદીઓના હકક ઇલાકાની જાળવણી માટેની લડત શરૂ કરી.

ઈ. સ. ૧૯૦૧,નાં બોઅર યુદ્ધમાં જખમી થયલા આસામીઓની માવજત કરી તથા કલકત્તા ખાતે ભરાયલી મહાસભાની બેઠકમાં હાજરી આપી.

ઇ. સ. ૧૯૦૪, જોહાન્સબર્ગમાં ફાટી નીકળેલા પ્લેગના સમયમાં પોતાની સેવા ત્યાંની સરકારને બ્રીટીશ સરકારને અર્પણ કરી.

ઇ. સ. ૧૯૦૬, ઝુલુ બળવા વેળા સરકારની સેવા કરી પછી એશિયાટિક કાયદા વિરૂદ્ધ સત્યાગ્રહ શરૂ કર્યો, કેદ પકડાયા, જેલ ગયા, અને " ગાંધી સ્મટસ " ને નામે ઓળખાયલા કોલકરારો કર્યા (?)

ઇ. સ. ૧૯૦૮માં ફરીથી કેદ પકડાયા, અને "હિંદુ સ્વરાજ્ય" નામનું પુસ્તક લખ્યું.

ઈ. સ. ૧૯૧૫માં અમદાવાદ મધે સત્યાગ્રહનું આશ્રમની સ્થાપના કરી.

ઇ. સ. ૧૯૧૭માં ચંપારણ્યની મદદે ગયા.

ઇ. સ. ૧૯૧૮માં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ કર્યું અને તેમાં સફળતા મેળવી.

ઈ. સ. ૧૯૧૯માં "યંગઇંડિન્યા" અને "નવજીવન" પત્રોનું તંત્રીપદ સ્વીકર્યું. "રોલેટ એક્ટ" સામે સત્યાગ્રહ શરૂ કર્યો, આખા દેશમાં જાગૃતિ આણી.

ઇ. સ. ૧૯૨૦માં ખિલાફત અને મહાસભાની ખાસ બેઠકોમાં અસહકારનો ઠરાવ પસાર કરાવ્યો, ગુજરાત વિદ્યાપીડની સ્થાપના કરી.

ઇ. સ. ૧૯૨૧માં બેઝવાડાનો કાર્યક્રમ નકકી કર્યો તિલક સ્વરાજ્ય ફંડ' માં એક કરોડ રૂપિયા ભરાવ્યા, મુંબઈમાં થયલાં તોફાનોની શાંતિ કરાવી, અમદાવાદ મહાસભાની બેઠક વેળા ડીક્ટેટર નિમાયા.

ઈ. સ. ૧૯૨૨માં બારડોલી સત્યાગ્રહ શરૂ કર્યો, સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને કારણે પડતી મુકી. રાજદ્રોહી ત્રણ લેખો માટે કેદ પકડાયા, છ વર્ષની સાદી જેલ મળી.

ઈ. સ. ૧૯૨૪માં ખરાબ તબીઅતને કારણે જેલમાંથી વગર શરતે મુક્ત થયા—વર્ષની આખેરીએ મહાસભાના પ્રમુખ ચૂંટાયા. તા૦ ૩૧–૧૨–૧૯૨૯ને દિને લાહોરની મહાસભામાં પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ પસાર કરાવ્યો

તા૦ ૨-૩-૧૯૩૦ને દિને વાઇસરૉય લૉર્ડ અરવિન ઉપર હિંદુસ્તાનની સ્થિતિ રજુ કરનારો અગીઆર માંગણીઓવાળો પ્રખ્યાત પત્ર લખ્યો.

તા. ૧૨–૩–૧૯૩૦ને દિને સાબરમતી આશ્રમમાંથી ૭૮, સૈનિકો સાથે પગે ચાલતા નીમકના કાયદાભંગ માટે દાંડીને કિનારે જવા નીકળ્યા.

તા. ૬–૪–૧૯૩૦ને દિને નિમકના કાયદાના સવિનયભંગની શરૂઆત કરી.

તા. ૫–૫–૧૯૩૦ને દિને કરાડી મુકામે મધ્યરાત્રે પરહેજ થયા અને વગર તપાસે યરોડાની જેલમાં નજરકેદ બન્યા.

તા. ૧૩–૮–૧૯૩૦ને દિને દેશની ચાલુ લડતના મામલા સંબંધી મેસર્સ સપરૂ, જયકર તથા બીજા દેશનેતાઓ સાથે જેલમાંજ વાટાઘાટ કરી.

તા. ૨૬–૧–૧૯૩૧ને દિને જેલમાંથી વગર શરતે મુકત થયા.

તા. ૧૬–૨–૧૯૩૧થી "ગાંધી–ઈરવીન" સમાધાનીની મસલતોની શરૂઆત કરી.

તા. ૪–૩–૧૯૩૧, ને દિને "ગાંધી–અરવીન" કોલકરાર ઉપર સઘળાઓની સંમતિ અને સહીઓ લેવાઇ.

તા. ૨૯–૩–૧૯૩૧ને દિને કરાંચીની મહાસભાની બેઠકમાં ગાંધીએ અરવીન" કોલકરાર મંજુર કરાવવામાં ફતેહ પામ્યા.

તા. –૪–૧૯૩૧ને દિને મુંબઇ મ્યુનીસીપાલીટી તરફનું માનપત્ર સ્વીકાર્યું.

## છેવટના શબ્દો

મહાત્મા ગાંધીજી સાથે લગભગ ૧૯૧૫, ના સાલ સુધીમાં સમાગમમાં આવેલા પારસી દેશપ્રેમીઓનું વર્ણન અત્રે પૂરૂં થાય છે. પરંતુ ખરૂં અગત્યનું અને ઐતિહાસિક વર્ણન તો ૧૯૧૫, ની સાલ પછીના સમાગમોનું જ હોઇ શકે, કારણ કે દક્ષિણ આફ્રિકાનો કાર્યક્રમ પૂરો કરી મહાત્મા ગાંધીજી હિંદ ખાતે પાછા ફર્યા, અને ૧૯૩૭માં હિંદુસ્તાનની મુક્તિ માટેની મોટી લડત ઉપાડી તેમાં હિંદમાં વસતા સંખ્યાબંધ પારસી દેશ પ્રેમીઓએ મોટો ફાળો આપ્યો છે.

દાખલા તરીકે મી. ખુરશેદ, ફ. નરીમાને દેશને ખાતર અનેક વેળા જેલમાં જઇને અને રાત દિનની રંજ ભરી જેહમતો ઉઠાવીને અનેક

સાહસો ખેડ્યાં. અને આખા હિંદ તરફથી માન, ચાહ, અને ભલી લાગણીઓ પણ તેટલી જ મેળવી.

તેમજ પારસી બાનુઓમાં પેરીન બહેન કેપ્ટન, ખુરશેદ બહેન, એ. ડી. નવરોજજી મીસ અંકલેસરીયા મીસીસ હવેવાલા વિગેરે અનેક પારસી દેશ સેવિકા બહેનોએ જેલમાં જઈને, અને કષ્ટો ઉઠાવીને દેશની ખરેખરી અને પ્રસંશા લાયક સેવાઓ બજાવી છે. તેમજ મીઠુબહેન પીટીટ, ગોશરપ કેપ્ટન, મીસીસ દસ્તુર, દસ્તુર બહેનો, મીસીસ કેરાંવાલા, મીસીસ કોહયાજી મીસીસ જોશી, વિગેરે બહેનો પણ રંજ ભર્યું સુદર કામ કરી રહ્યા છે.

આ ઉપરાંત ડો. ચોકસી, મી. રૂસ્તમ ભમગરા, જનરલ મંચેરશાહ અવારી, મી. રૂસ્તમ બાલીવાલા, મી. રૂસ્તમ સીધવા, મી૦ સોહરાબ બાટલીવાળા, મી૦ બહેરામ મહેતા વિગેરે સંખ્યા બંધ પારસી દેશ સેવકો એ જેલ જાત્રા કરી છે. તેમજ ભાઈજી જમશેદ ન. મહેતા, શેઠ ખુરશેદજી સંતોક, શેઠ એરચશાહ રૂ. હીરજી બેહદીન, ગોદરેજ બીરાદરો, વગેરે દેશની અચ્છી સેવા બજાવી રહ્યા છે. અને છેવટે બ. ફ. ભરૂચાની અને "પારસી રાજકીય સભા"ની દેશ સેવા તો એટલી બધી જાણીતી છે કે તે વિષે લખવાની જરૂર નથી તેમ તે વિષે કાંઈપણ લખવાની શેઠ ભરૂચાજીની મનાઈ હોવાથી અત્રે જ અટકતાં દુવા ગુજારીશું કે:—

પાક ખુદા હિંદુસ્તાનનું, અને તે સાથ પારસી કોમ અને જરથોસ્તી ધમ નું રક્ષણ કરો ! આમીન !

ઉદવાડા તા૦ ૧૬-૫-૧૯૩૧,

## " પારસીઓ અને મહાત્માજી "

# બે બોલ

ઉગતા ઉડવાડાના એક ઉગતા લેખક તે ભાઈ શયાવક્ષા ભાધા છે. ગાંધીજીના પૂસ્તકોનાં તેવણુ એક અદના અભ્યાસી છે. પારસીઓની જેમ ફરયાદો ગાંધીજીએ પેતાની આત્મકથામાં આપી છે, તે એમણે તારવી કાઢી છે. પારસીઓનાં જાણીતાં અને માનીતાં અઠવાડીક છાપા "કયસરે હિંદ"માં તેમણે તે કટકે કટકે છપાવી છે, અને આજે તે એક નાનાં પુસ્તક રૂપે પ્રગટ થઈ છે. ઉગતા ઉદવાડાના આ ઉગતા લેખકને ધન્યવાદ દઇને આ બે બોલ લખું છું.

### પારસીઓ અને મહાત્માજી વચ્ચે અજબ આકૃષણ અને અપાર આનંદ !

ખરે જ, પારસીઓ અને મહાત્માજી વચ્ચે કાંઈ અજબ આકૃષણ અને અપાર આનંદ વ્યાપી રહ્યો છે.

(૧) પારસીઓ તે અસલ ઈરાનના પારસ શહેરના; મહાત્માજી તે પ્રસિદ્ધ પોરબંદર–સુદામાપૂરીના

(૨) પારસીઓના પયગામબર અસોજરથુસ્ત; મહાત્માજીના મહાગુરૂ તે શ્રી ક્રિષ્ણા

(૩) પારસીઓનો ધર્મ અષાઇ અને પવિત્રાઈ. મહાત્માજીનો ધર્મ સત્યતા અને સચ્ચાઇ.

(૪) પારસીઓનું દીલ બાદશાહી મહાત્માજીનું જીગર હાતમતાઈ.

(૫) પારસીઓ દુન્યાના દોસ્ત, મહાત્માજી ખલકના મિત્ર.

(૬) પારસીઓ મહાત્માજીના પ્યારા; મહાત્માજી પારસીઓના પ્યારા અને પૂજ્ય

પારસીઓ માંની મહાત્માજીની મીઠી યાદો આ નાનકડાં પુસ્તકમાં પ્રકાશિત બની છે ; અને તે ખુદ મહાત્માજીની આત્મકથામાંથીજ લીધી છે:–

(૧) ગાંધીજીના સઘળા પારસી શિક્ષક, તે દોરાબજી ગીમી.

(૨) ગાંધીજીના વિલાયતના પ્રથમ ગૂરૂ, તે દાદાભાઇ નવરોજી.

(૩) ગાંધીજીના હિંદમાં પહેલા રાહબર, તે ફીરોઝશાહ મહેતા.

(૪) ગાંધીજીના આફ્રીકાના મદદગારો, તે પારસી રૂસ્તમજી, તેમના દીકરા સોરાબજી, બેરીસ્ટર અડાજન્યા, સરજન તાતા વિગેરે.

(૫) ગાંધીજીનો આફ્રિકામાં જાન બચાવનાર, પારસી અને તેમની સાથે સત્યાગ્રહ કરનાર, તે પારસી રૂસ્તમજી.

(૬) અને છેલ્લાં અગ્યાર વર્ષમાં ગાંધીજીની હિંદની લડતમાં પોતાનો અદના ફાળો આપનારાં પણ અનેક પારસી બહેનો અને ભાઇઓ.

અને છેલ્લાં એક વર્ષની સત્યાગ્રહની લડતમાં ત્રણ ત્રણ વેળા જેલમાં જનાર વીર ખુરસેદ નરીમાન અને શ્રીમતી ખુરશેદ બહેન (તે હિંદના દાદાનાં પૌત્રી; તે ઉપરાંત જેલમહેલમાં જનાર શ્રીમતી પેરીનબેન, ભાઈજી રૂસ્તમ સીધવા, ગ્લોબ સાઈકલીસ્ટ ભમગરા, ડો. ચોકસી વિગેરે વિગેરે.

## પારસી પાયોન્યરોની ટુંક નોંધ.

આ પ્રસંગે પારસી પાયોન્યારોની ટુંક યાદ અવશયની છે.

(૧) ન્યાત જાતના ફરક વિના હિંદમાં બાદશાહી સખાવતો કરનાર, તે પેહેલા સર જમશેદજી જીજીભાઇ

(૨) સ્થાનિક સ્વરાજ્યનો હિંદમાં પાયો નાખનાર, તે ફીરોઝશાહ મહેતા

(૩) સંસાર સુધારા માટે અથંગ લડનારા, તે સોરાબજી બંગાળી કેખસરૂ કાબરાજી, અને બેરામજી મલબારી.

(૪) હિંદને સ્વરાજ્યનો મહાન મંત્ર આપનાર, તે દાદાભાઇ નવરોજી

(૫) હિંદને પ્રજાસત્તાક રાજ્યના મંત્ર આપનાર, તે જનરલ અવારી

(૬) હિંદમાં એકતા અને સમાનતાનું મજુરોનાં રાજ્ય માટે લડનાર શાપૂરજી સકલાતવાળા.

(૭) અને હિંદી હુન્નર ઉદયોગની કેળવણી અને ખીલવણીનો પિતા, તે જમશેદજી તાતા.

## ગાંધીજી મહાત્માજી કેમ બન્યા છે?

આજે ગાંધીજી જગતના એક મહાન નર ગણાય છે. તેમની સાથે બે નામો જોડાયલાં છેઃ—એક તો રશયાનો મહાન ઉદ્ધારક લેનીન; અને બીજો તો ફ્રાંસનો મહાન ફીલસુફ અને સંત રોમન રોલેંડ! ગાંધીજી મહાત્માજી કેમ બન્યા છે? ગાંધીજી સત્યના શોધક, રક્ષક અને ઉપાસક છે; અને તેથી તેઓએ દુનિયાના મહાન ધર્મોનાં ઉત્તમ શિક્ષણો પોતાની જીંદગીમાં જ ગુંઠી લીધાં છે.

(૧) અષો જરથોસ્તની અષોઈનું;

(૨) કૃષ્ણની વાંસળીનું;

(૩) રામની સત્યતાનું;

(૪) બૂદ્ધની અહિંસાનું;

(૫) ક્રાઇસ્ટના પ્રેમનું;

(૬) હઝરત મહમદનાં ઇમાનનું;

(૭) સેંટ પોલની આસ્થાનું;

(૮) સેંટ ફ્રોન્સીસીની દયાનું;

(૯) અને ગુરૂ નાનકની એકતાનું આજે ગાંધીજી પાલણુ કરી રહ્યા છે. અને તેથી જ તેઓ મહાત્મા બન્યા છે.

## જરથોસ્તીઓ જાગો–દીન અને દેશના સેવકો બનો!

આજે ગાંધીજીએ જુંફ્તાં હિંદને જગાડયું છે; આજે ગાંધીજીએ રંગીલી જગતને ચેતાવી છે. આજે ગાંધીજીએ કચડાતી પ્રજાઓને અહિંસાનું બળવાન હથીયાર આપ્યું છે. આજે યૂરોપ અને અમેરીકા તેમનાં શિક્ષણો માટે તલપી રહ્યું છે. આજે ઇસક અને ઇજીપ્ટ, જેરૂસલમ અને અરબસ્તાન તેમનાં સિદ્ધાંતો મુજબ ચાલવાને પ્રયાસો કરે છે. આજે સરહદની બળવાન પ્રજા પણ ગાંધીજીની આજ્ઞાને માન આપી શાંતિમય કામ કરી રહી છે. તો ઓ મારા પ્યારા હમદીનો, તમો પણ હવે એકદમ જાગો, ઉઠો; મહાન ગાંધીજીના મહાન વચનોનો અભ્યાસ કરો; તેમના શિક્ષણો ઉપર ધ્યાન પૂગાડો; અને તેમનાં દેશસેવાનાં કામોમાં તમારો હીસ્સો આપો હમદીનો, હિંદની સેવા કરવાની આ સોનેરી તક છે. સેવાનો મંત્ર તો મહાગૂરૂ જરથોસ્તે આપણને આપ્યોજ છે. તો જરથોશ્તીઓ. જાગો, ઉઠો, અને દીન અને દેશની સેવામાં તમારી કયાની કિર્તિ પ્રકાશિત કરો! આમીન!

ઉડવાડા
૧૯–૫–૩૧

બરજોરજી ફ્રામજી ભરૂચા

# પારસી કોમ વિષે મહાત્માજી

## પ્રકરણ ૧ લું

## પારસી કોમને મહાત્માજીનો સંદેશો

"આ લડત આત્મશુદ્ધિની છે તેમાં હમશરીક થવા પારસી કોમને વિનયપૂર્વક ભલામણ કરૂં છું"

"જે કોમમાં મોટી શક્તિ અને કાબેલ્યત છે, જેણે પરાક્રમને બળે રાજ્ય ચલાવ્યું છે તેનું કોણ બગાડી શકશે?"

"પારસીઓ આવ્યાથી હિંદુસ્તાને લાભ ઉઠાવ્યો છે"

"પારસીમાં જ્યારે પ્રવાહની દિશા બદલાશે ત્યારે પળવારમાં મહત્વના ફેરફાર થઈ જશે!"

"પારસી કોમ કદી લુણહરામ નહિ જ થશે—ઉદારતામાં દુનિયાની એક પણ કોમ એને પહોંચી શક્તી નથી એ જ એની ઉચ્ચતાનું પ્રમાણપત્ર છે."

હિંદુસ્તાનની પવિત્ર મુકિત ખાતર યરોડાની તુરંગમાં પડેલા મહાન સંત મહાત્મા ગાંધીજીએ જેલમાં જવા પહેલાં ફકત થોડાક કલાક આગમજ પારસી કોમના માનીતા 'કયસરે હિંદ' મારફને પારસી કોમને માટે એક ટુંકો સંદેશો મોકલ્યો હતો. અને ખચ્ચીત જો કાંઇપણ સહરાધાત વગર કહીએ કે પોતાની માતૃભૂમિ માટેનું સ્વદેશાભિમાન આંજે પારસી કોમમાં જે દીપી રહ્યું છે તે 'કયસર'ની કોશેશનું પરિણામ છે તો તેમાં ખેટું નથી. પરંતુ તે છેલ્લા સંદેશાની આગમજ મહાત્માજીએ 'નવજીવન'ના અંકોમાં પારસી કોમને માટે જે જાણવાજોગ સંદેશો બહાર પાડયો હતો તેની યાદ હું ધારૂં છું કે હાલના સંજોગોમાં વધારે પ્રસંગોપાત થઇ પડશે. જેથી તેવણના પોતાના જ શબ્દોમાં તે અત્રે રજુ કરૂં છું.

### પારસીઓની મૂઝવણ–ગાંધીજીનો જવાબ

મહાત્માજી કહે છે કે–"હું જાણું છું કે પારસી ભઈઓ ઘણે ઠેકાણે મૂઝાઇ રહેલા છે. અને હિંદુઓ મુસલમાનથી ડરે છે. આવું વચન લખતાં પણ મને શરમ આવે છે. જ્યારે આપણે સ્વરાજ્યનો મંત્ર જ જપી રહ્યા છીએ, ત્યારે એક પણ કોમને કે એક પણ નિર્દોષ માણસને જો ભયનું કારણ રહે તો સ્વરાજ્યવાદીને

શરમાવા જેવું છે. પારસી ભાઇબહેનોને એટલી તો હું ખાત્રી આપું છું કે તેમને સારૂ, ખ્રિસ્તીની કોમો સારૂ પ્રાણ આપવા સેંકડો હિંદુ-મુસલમાનો બહાર પડયા છે. તેમને કોઇ અંગ્રેજી અમલદારો ભડકાવતા હશે, કોઇ ઇરાદાપૂર્વક અને કોઇ અજાણ્યે ભડકાવતા હોય, પણ પારસી ભાઇબહેનોને છાજે છે કે તેઓએ કોઇના ડરાવ્યા ન ડરવું; પણ હિંદુ-મુસલમાન પોતાના જ ભાઇ છે એમ ગણી તેમની ઉપર વિશ્વાસ રાખી ચાલવું. હું એમ માનું છું કે આપણે એક બીજાને હાથે મરવાનો અને એકબીજાને હાથે જ તરવાનો નિશ્ચય કરીએ. વિશ્વાસથી વિશ્વાસ વધે છે અને અવિશ્વાસથી અવિશ્વાસ પેદા થાય છે."

"એક 'દીલસોજ' પારસી ભાઇએ કેટલીક શંકાઓ બતાવી છે તે વિચારવા જોગ છે, તેથી તેને ટુંકામાં અહીં વિચારી જાઉં છું. તે ભાઇ કહે છે:-

(૧) તમારા જેવા વિચાર બધા નેતા નથી ધરાવતા એ તમો જાણો છો? મુંબઇમાં પારસીઓ વિષે સામાન્ય ટીકા સારી નથી. અને તેમાં ઝેર હોય છે એ તમને કદાચ ખબર નહી હોય. તેને અટકાવવા તમે શા ઇલાજો લ્યો છો અને લેશો?

(૨) પારસીઓ સુડી વચ્ચે સોપારી થઇ રહ્યા છે. દેશદાઝ પૂરી હોવાથી દેશ કાર્ય છોડી શકતા નથી, તેમ પોતાની અત્યારની જે કંઇપણ સહીસલામતી છે તે જોખમમાં નાખતાં પણ અઘરૂં લાગે છે. તમારા હાથમાંથી લગામ ચાલી જાય અથવા તમારો દેહાંત થાય, પછી દેશમાં મહા જાગૃતિને પરિણામે જો લોકોમાં સમભાવ ન રહે તો પારસીઓ જરૂર કચડાઇ જાય."

ઉપલી શંકાઓના જવાબમાં મહાત્માજી હિંદુ-મુસલમાનોને સંબોધીને કહે છે કે:-

"આ બંને શંકાઓ નાખી દેવા જેવી તો ન જ ગણાય. મેં જે વિચારો પારસીઓ વિષે બતાવ્યા છે એ જો સમાજના પણ ન હોય અને મારા એકલાના જ ખાસ હોય, તો જે ભય ઉપરના લેખકને છે તે ભય વિચારવા યોગ્ય ગણાવો જોઇએ. એટલું ખરૂં છે કે કોઇ કોઇ મંડળો-માં પારસીઓ વિષે ટીકા થાયછે, તેમાં ઝેર રહેલું હોય છે. પારસી જેવી નાની કોમના કંઇક દોષો હોય તે નજર આગળ તરી આવે છે અને તેના ગુણો ઢંકાઇ જાય છે. તેથી આપણે તેમના ગુણો આપણી નજર આગળ હંમેશાં રાખવા જ જોઇએ. જો આપણે મનુષ્યના ગુણોનું મનન કરીએ તોજ તેની ઉપર આપણો પ્યાર વધે.

### પારસીઓ અને પશ્ચિમનો સુધારો

'પારસી જો આપણા ભાઇબહેન છે એમ માનીએ તો આપણે

તેમની ઉદારતા, તેમની ધીરજ, તેમનો વિનય, તેમની બુદ્ધિ, તેમની આસ્તિકતા, તેમની ઊંડે રહેલી સાદાઈ આપણે જરૂર ઓળખીએ, અને તેમનામાં એક પણ દોષ આપણે ન જોઈએ કે જે આપણામાં પણ હોય. પારસીઓના હિંદુસ્તાનમાં હોવાથી હિંદુસ્તાનને કંઈપણ નુકશાન થયું છે એવું મારા ખ્યાલમાં નથી આવી શકતું. તેમના હિંદુસ્તાનમાં આવવાથી હિંદુસ્તાને લાભ ઉઠાવ્યો છે એ આપણે નરી આંખે જોઇ શકીએ છીએ. પારસીઓની સામે મોટામાં મોટો આરોપ તો એ છે કે તેઓએ પશ્ચિમના સુધારાની કેવળ નકલ કરી છે અને હિંદુસ્તાનની સભ્યતા તેઓ દહાડે દહાડે છોડતા જાય છે. ઉંડા ઉતરતાં આપણને માલમ પડશે કે એ વાત પણ બરોબર નથી. તેઓની ઉપર પશ્ચિમના સુધારાની માઠી અસર ખૂબ થઇ છે એ હું કબૂલ કરૂં છું, પણ પ્રમાણમાં જેટલી હિંદુ–મુસલમાન પર થઈ છે તેટલી જ તેઓની ઉપર થઇ છે. તેઓએ કરેલા ફેરફારો તેઓની સંખ્યા થોડી હોવાથી અને તેઓ મુંબઈમાં જ ઘણે ભાગે રહેતા હોવાથી તરી આવે છે અને હિંદુમુસલમાન જે નર્યા અંગ્રેજ બની ગયા છે, તે છૂટા છવાયા હોઇ નજર આગળ તરી આવતા નથી. ઈંગ્લાંડમાં જનારા હિંદીને આ વચનનો પૂરો ખ્યાલ આવી જશે. ત્યાં મેં પારસી, મુસલમાન, હિંદુ વચ્ચે થોડો જ ભેદ જોયો. બધા નકરા જાંગલા જણાયા."

"પણ હવે જેમ પરિવર્તન હિંદુ–મુસલમાનમાં થયું છે, તેમ પારસીઓમાં પણ શરૂ થયું છે. પારસી નવયુવકો સાદાઇનો મંત્ર સમજી ગયા છે. પારસી બાળાઓ ખાદી પહેરી રહી છે, ખાદી પહેરવાની હિંમત નથી ચાલતી તે દેશી મીલનું કાપડ પહેરે છે. પારસીઓમાં જ્યારે પ્રવાહની દિશા બદલાશે, ત્યારે પળ વારમાં મહત્વના ફેરફાર થઇ જશે એમ મારૂં માનવું છે. પારસી. કોમ કદી લુણહરામ નહિ થાય એવી છાપ તેણે મારી ઉપર પાડી છે. તે કોમ નાની સંખ્યામાં હોઈ કદાચ હિંદુમુસલમાન જેટલી બહાર આવેલી ભલે ન જણાય પણ તેનું હાડ હિંદી છે અને તે હિંદને ચાહનાર છે એ મારા મગજમાંથી ખસે તેમ નથી. કઈ બાબતમાં પારસીઓ પછાત છે તે જ હું તો જાણતો નથી. એટલે હિંદુમુસલમાનને ઘટે છે કે તેઓએ પારસી પ્રત્યે મહોબત રાખવી અને તેમના દોષો કહાડયા કે જોયા ન કરવા."

## આત્મવિશ્વાસ એ જ સ્વરાજ્ય

"પારસી ભાઇઓને ડરવાનું કારણ જ નથી. જેણે બીજાનું બુરૂં નથી કર્યું, તેને કશો ડર હોવો જ ન જોઇએ. જરથુસ્ત પેગમ્બર શીખવે છે કે ખાનદાનીનો બદલો ખાનદાની જ હોય. નાની કોમને જેમ ભય હોય, તેમ નીડરતા પણ હોય. પારસીઓએ હિંદુસ્તાનનું કંઇ બગાડયું નથી

એમ જાણીને માનવું જ જોઇએ કે હિંદુસ્તાન તેનું ન જ બગાડે. જે કોમ અથવા વ્યક્તિને હિંદુસ્તાનની વિરૂદ્ધ જ સ્વાર્થ સાધવો હોય તેને જ ભય રાખવાનું કારણ છે. નિર્દોષ એક જ માણસ હોય તોયે તેને ભય રાખવાનું કારણ નથી. છેવટે આ લડત આત્મશુદ્ધિની છે એમ માની પારસી ભાઈબહેનોને હું તેમાં તન્મય થવા અવશ્ય વિનયપૂર્વક ભલામણ કરૂં છું. આ લડતમાં આપણે દરેકે એક બીજાનો વિશ્વાસ રાખવાનો છે અને તેવો વિશ્વાસ ઉત્પન્ન કરવાનું ઔષધ આત્મવિશ્વાસ છે. આત્મવિશ્વાસ એ જ સ્વરાજ્ય છે.

"તમે વિચારો કે આ સલ્તનતના ૧૫૦ વર્ષના અમલ પહેલાં પારસીઓની શી સ્થિતિ હતી? જો તે બુરી હતી એમ તેમને લાગે અને આજે તેમની સ્થિતિ સારી છે એમ લાગે તો તેઓએ અસહકારમાં ન જ જોડાવું. હિંદુ-મુસલમાન કોમ કરોડોની છે એટલે હિંદુ-મુસલમાન ઐક્ય સંજ્ઞા વાપરીયે, બાકી એ ઐક્યમાં બધી કોમોનું ઐક્ય આવી જાય છે. એ બેનું ઐક્ય કોઇની સરજોરી કરવા માટે નથી. મહાસભામાં વર્ષોનાં વર્ષ કોઇએ સ્વરાજ્ય ભોગવ્યું છે? પારસીઓએ પોતાનાં પરાક્રમને બળે રાજ્ય ચલાવ્યું છે. જે કોમમાં આટલી શક્તિ, આટલી કાબેલ્યત છે તે કોમનું કોણ બગાડી શકે? નાનકડી કોમનો મોટી કોમમાં હંમેશા સમાવેશ થઈ જાય છે અને રક્ષણ થાય છે પણ હું તેમને હિંમત દેવા નથી કહેતો. તેમને એમ થાય કે હિંદુ-મુસલમાન કોમના બે ઘંટીનાં પડીયાં વચ્ચે તેઓ દાણાની માફક પીસાઇ જાય તો તેઓએ હરગીઝ અસહકારમાં ન જોડાવું."

## એકતા કેવી જોઈએ?

"હિંદુ-મુસલમાન એકતાનો અર્થ જો એવો જ હોય કે બે કોમો પોતાના સ્વાર્થ આગળ નાની કોમના હિત સામું ન જુએ તો એવી હિંદુ-મુસલમાન એકતા એક દિવસ માટે પણ કામની નથી. નાની કોમોનું રક્ષણ એટલે જ દુર્બળનું રક્ષણ છે અને દુર્બળનું રક્ષણ એટલે બાળક બુઢ્ઢાંનું તેમ જ જે કોઇ અનાથ નિરાધાર છે તે બધાનું રક્ષણ. અને આજે હિંદુ-મુસલમાનની એકતાથી ઉત્પન્ન થનારૂં બળ જો મુઠ્ઠીભર પારસીઓ કે ખ્રિસ્તીઓની સામે વપરાશે, તો આવતી કાલે એ જ એકતા તૃષ્ણાના અગર તો જુઠી ધાર્મિકતાના ભાર તળે ભાંગીને ભૂકો કાં નહિ થઈ જાય. આવું સ્વરાજ્ય કયો હિંદી ઇચ્છશે? નાની કોમોનો વાળ વાંકો ન થાય એ માટે દરેક ભોગે ખોળાધરી આપવી રહી. સ્વરાજનો અર્થ તો એ છે કે આપણામાંના નાનામાં નાનાને પણ તેને રૂચે તે માર્ગે આપણી તરફથી તેની સ્વતંત્રતામાં લેશ પણ શારીરિક દખલ થયા વગર જવાની સ્વતંત્રતા."

"પારસીઓની સાથે વેર બાંધી હિંદુ–મુસલમાન રાજ્ય કરવા ધારે તો એ મલીન ઇચ્છા ગણાશે. નાની કોમોની મિત્રતા કરવી અને તેઓને અભયદાન દેવું એ હિંદુ–મુસલમાનનો પ્રથમ ધર્મ છે. તેઓને જીતવાનો પ્રયત્ન કરતાં તેમને અમૂલ્ય રત્નો હાથ લાગશે."

"આખી દુનિયામાં એક લાખથી વધારે પારસીઓ નહિ હોય. આટલી નાની કોમ પોતાની પ્રતિષ્ઠા જાળવી રહી છે, પોતાના ધર્મને વળગી રહી છે અને ઉદારતામાં દુનિયાની એક પણ કોમ તેને નથી પહોંચી શકતી એટલી જ વાત એ કોમની ઉચ્ચતાનું પ્રમાણપત્ર છે."

(મહાત્મા ગાંધીજીએ આ ઉપરાંત પારસીઓ માટે ઘણા ઉચ્ચ અભિપ્રાયો દર્શાવ્યા છે. પારસીઓ સુડી વચ્ચે સોપારી જેવા છે એવો ડર રાખીને આપણે આપણી ફરજમાં પાછા પડયા છીએ બલકે તેમ કરતાં આપણી પડતી થતી ચાલી છે. ખુદાતાલા આપણી આંખો સામેના પડદા હજી જે કાંઈ બાકી રહ્યા હોય તે ખોલી નાખી સ્વતંત્રતાની રોશની બતાવે.)

---

પ્રકરણ ૨ જું

## હિંદના દાદા મરહુમ લોકરક્ષી દાદાભાઈ નવરોજજી વિષે મહાત્માજીનાં મધુર સ્મરણો

### મહાત્માજીના પારસી શિક્ષક દોરાબજી એ. ગીમી

### મરહુમ દાદાભાઈ નવરોજજી સાથેના ગાંધીજીના સંબંધો

હિંદના દાદા મરહુમ લોકરક્ષી દાદાભાઈ નવરોજજી સાથેના મહાત્માજીના કેટલાક સંબંધો પણ જાણવાજોગ છે. તેમાંનાં એકાદ બે સ્મરણો મહાત્માજીના પોતાનાં જ શબ્દોમાં રજુ કરૂં છું:—

(દક્ષિણ અફ્રિકાની લડત વેળા) "વિલાયતથી મદદ મેળવવા કોંગ્રેસની બ્રિટિશ કમિટિ સાથે સંબંધ જોડવા ખાતર દર અઠવાડિયે હિંદના દાદા અને કમિટિના પ્રમુખ સર વીલીયમ વેડરબર્નને સંપૂર્ણ હકીકતના કાગળ લખવામાં આવતા અને અમુક જાતના ખર્ચને માટે દશ પાઉંડ મોકલવામાં આવતા.

### દાદાભાઇ નવરોજજી પત્રવહેવારમાં ઘણા નિયમિત

"અહીં દાદાભાઇનું એક પવિત્ર સ્મરણ આપી દઉં. દાદાભાઇ એ કમીટીના પ્રમુખ ન હતા. છતાં અમને તો એમજ લાગ્યું કે પૈસા એમની મારફતે મોકલવા એ જ શોભે, અને એઓ અમારી વતી ભલે પ્રમુખને આપે. પણ પહેલી વેળા જે પૈસા મોકલ્યા તે દાદાભાઇએ પાછા વાળ્યા અને સૂચવ્યું કે પૈસા વગેરે પ્રમુખ મારફતેજ મોકલવા જોઇએ. દાદાભાઈની

મદદ તો હોયજ પણ કમીટીની પ્રતિષ્ઠા સર વીલીયમ વેડરબર્નની મારફતેજ કામ લેવામાં વધી. મેં એ પણ જોયું કે દાદાભાઇ પોતાના પત્રવ્યવહારમાં આટલા બુઢ્ઢા હોવા છતાં પણ બહુજ નિયમિત રહેતા. એમને કાંઇ કહેવાનું ન હોય તો છેવટે પહોંચ પણ વળતી ટપાલે આવીજ હોય અને તેમાં આશ્વાસનની એક લીટી તો દાખલજ હોય. એવા કાગળ પણ પોતેજ લખતા અને આવા પહોંચવાળા કાગળને પણ પોતાની ટીસ્યુ પેપર બુકમાં છાપી લેતા. પત્રવહેવાર દાદાભાઈ ઉપરાંત બીજાઓની સાથે પણ ચાલતો અને તેમાં મુખ્ય સર મંચેરજી ભાવનગરી અને સર વીલીયમ વીલસન હંટર. સર ભાવનગરી એ વેળા પાર્લામેંટમાં હતા અને એમની મદદ સારી મળતી અને એઓ હંમેશાં સૂચના પણ કર્યાજ કરતા."

## ગાંધીજીને દાદાભાઇ નવરોજીની મદદ

આ ઉપરાંત મહાત્માજી જ્યારે બેરીસ્ટર થવા માટે વીલાયત ગયા ત્યારે અમુક જાતની પોતાની મૂઝવણો ખાતર દાદાભાઈ નવરોજીની મદદ મેળવવાની સૂચના તેમના મિત્રો તરફથી કરવામાં આવી તે વીષે મહાત્માજી લખે છે કે:—

"મારી મુશ્કેલીઓ એક બે મિત્રોને જણાવી. તેમણે દાદાભાઈની સલાહ લેવા સૂચવ્યું. દાદાભાઈની ઉપર મારી પાસે ભલામણ પત્ર હતો એ પત્રનો મેં બહુ મોડો ઉપયોગ કર્યો. એવા મહાન પુરૂષને મળવાનો મને અધિકાર શો હોય? તેમનું ક્યાંક ભાષણ હોય તો હું સાંભળવા જાઉં ને એક ખુણે બેસી આંખ ને કાનને તૃપ્ત કરી ચાલ્યો આવું. તેમણે વિદ્યાર્થીઓના સમાગમમાં આવવા સારૂ એક મંડળ પણ સ્થાપ્યું હતું તેમાં હું હાજરી ભરતો. દાદાભાઇની વિદ્યાર્થીઓ પ્રત્યેની કાળજી જોઇ તેમજ વિદ્યાર્થીઓનો તેમના પ્રત્યેનો આદર જોઇ હું આનંદ પામતો. છેવટે તેમને પેલો ભલામણ પત્ર આપવાની હિંમત તો મેં કરી. તેમને મળ્યો. તેમણે મને કહેલું 'તારે મને મળવું હોય ને કંઇ સલાહ જોઇતી હોય તો જરૂર મળજે પણ મેં તેમને કદી તસ્દી ન આપી. બહુ ભીડ વિના તેમનો વખત રોકવો મને પાપ લાગ્યું."

## અત્રાજ કાંઇ ફીરોજશાહ મહેતા કે બદરૂદ્દીન તૈયબજી બની શકે કે?

એટલે મજકુર મિત્રની સલાહને વશ થઇ દાદાભાઈની પાસે મારી મુશ્કેલીઓ રજુ કરવાની મારી હિંમત ન ચાલી; પણ એક મિત્રની સૂચનાથી કનઝરવેટીવ પાર્ટીના મી૦ ફ્રેડરીક પીંકટને હું મળ્યો. તેઓ મને મળ્યા. મારી નિરાશાને તો તેમણે હસીજ કાઢી અને કહ્યું 'તું એમ

માને છે કે બધાને ફીરોજશાહ મહેતા થવાની જરૂર છે? ફીરોઝશાહ કે બદરૂદીન એક બે જ હોય......મી૦ પીંકટની સલાહનો ઉપયોગ મને થોડોજ થયો. પણ તેમના સ્નેહનો ઉપયોગ બહુ થયો. તેમનો હસમુખો ઉદાર બુર્જોગ ચહેરો યાદ રહી ગયો. તેમનાં વચન ઉપર શ્રદ્ધા રાખી વકીલાત કરવા સારૂ ફીરોજશાહ મહેતાની હોંશીઆરી, યાદશક્તિ વગેરેની આવશ્યક્તા ન હોય. પ્રમાણિકપણાથી ને ખંતથી કામ ચલાવાશે. એ બેની મુડી મારી પાસે ઠીક પ્રમાણમાં હતી એટલે ઉંડે કંઈક આશા આવી."

## ગાંધીજીની નિશાળના પારસી હેડમાસ્તર મી૦ દોરાબજી એદલજી ગીમીની સલાહ નહી સ્વીકારવાનો ગેરલાભ

મહાત્માજીને શાળામાં શિક્ષણ આપનાર એક વેળા પારસી માસ્તર હતા તેમના સમાગમ વિષે મહાત્માજી લખે છે કેઃ—

"તે વખતે દોરાબજી એદલજી ગીમી હેડમાસ્તર હતા. તેઓ વિદ્યાર્થી પ્રિય હતા કેમકે તેઓ નિયમ જળવાવતા, પદ્ધતિસર કામ કરતા અને લેતા તથા શિક્ષણ ઠીક આપતા. તેમણે ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ સારૂ કસરત–ક્રીકેટ ફરજિયાત કર્યાં હતાં. મને તેનો અણગમો હતો. ફરજ પડી તે પહેલાં તો હું કદી કસરત, ક્રીકેટ કે ફુટબોલમાં ગયોજ ન હતો. હવે હું જોઉં છું કે એ અણગમો મારી ભૂલ હતી. કસરતને શિક્ષણની સાથે સંબંધ ન હોય એવા ખોટા વિચાર તે વેળા હું ધરાવતો. પાછળથી સમજ્યો કે વ્યાયામને એટલે શારીરિક કેળવણીને માનસિકના જેટલું જ સ્થાન વિદ્યાભ્યાસમાં હોવું જોઇએ...પિતાજીની સેવા કરવાને ખાતર મને કસરતમાં નહીં જવાની માફી મળવી જોઇએ એવી વિનંતિ કરી પણ ગીમી સાહેબ શાના માફી આપે? એક વાર ન ધાર્યા સંજોગોસર કસરતમાં હું હાજરી આપી શકયો નહીં ગીમી સાહેબે કારણ પૂછ્યું. મેં ખરૂં કારણ જણાવ્યું, તેમણે તે સાચું ન માન્યું ને મને એક કે બે આનાનો દંડ થયો. મને અતિશય દુઃખ થયું, 'હું ખોટો નથી' એ કેમ સિદ્ધ કરૂં? મનમાં ને મનમાં સમસમી રહ્યો. રોયો, કશો ઉપાય ન રહ્યો. સમજ્યો કે સાચું બોલનારે ને સાચું કરનારે ગાફેલ ન રહેવું જોઇએ. આવી ગફલત મારા ભણતરમાં પહેલી અને છેલ્લી હતી. મને ઝાંખું સ્મરણ છે કે છેવટે હું એ દંડ માફ કરાવી શકયો હતો."

## પ્રકરણ ૩ જું

## "હિમાલય જેવા મુંબઇના સિંહ સર ફીરોઝશાહ મહેતા વિષે મહાત્માજી"

### સર ફીરોઝશાહ મહેતાના વિચારો—"સ્ત્રીઓ ઉપરની સખ્તાઇ પછી હિંદુસ્તાન કદી શાંત બેસી શકે નહી."

### સ્વરાજ્ય માટે સર ફીરોઝશાહ શું કહેતા હતા?—"જ્યાં લગી આપણા દેશમાં આપણને સત્તા મળે નહીં ત્યાં લગી સંસ્થાનોમાં આપણી સ્થિતિ કદી સુધરે નહીં."

### મહાત્માજી કહે છે કે—"ફીરોઝશાહ જેટલી હોંશિયારી આ જન્મે મારામાં આવવાની નથીજ."

### સર ફીરોઝશાહ આજે જીવતા હતે તો પ્રજાને તથા પારસી કોમને શું સંદેશો આપતે?

ગઇ તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૧ના "કયસરે હિન્દ" માં પારસી કોમ જોગ મહાત્માજીના સંદેશામાં મહાત્માજી કહે છે કે "પારસી કોમ કદી લુણહરામ નહીં થાય એવી છાપ તેણે મારી ઉપર પાડી છે.' આ પડેલી છાપનાં કેટલાંક મધુર સ્મરણો હાલના સંજોગોમાં પ્રસંગોપાત થઇ પડશે.

દક્ષિણ આફ્રિકાના હિંદીઓની ગુલામી સ્થિતિ દૂર કરવા માટે મહાત્મા ગાંધીજીએ પ્રથમ જ્યારે સત્યાગ્રહ શરૂ કરવાનો વિચાર કર્યો ત્યારે તેઓએ ૧૯૦૧ની સાલમાં સર ફીરોઝશાહ મહેતાની સલાહ લીધી અને સર ફીરોઝશાહે મહાત્માજીને આ પગલું મુલતવી રાખવાની સલાહ આપી તે વિષે મહાત્માજી લખે છે કેઃ—

### સ્વરાજ વગર દેશની સ્થિતિ સુધરે નહિં

"મુંબઇથી જે ગાડીમાં સર ફીરોઝશાહ નીકળ્યા તેજ ગાડીમાં (કલકત્તા ખાતે મહાસભામાં) હું ગયો હતો. તેમની સાથે મારે દક્ષિણ આફ્રિકા વિષે વાત કરવાની હતી. મને તેમના ડબ્બામાં એક સ્ટેશન લગી જવાની આજ્ઞા હતી. તેમણે તો ખાસ સલુન રોકયું હતું. તેમના બાદશાહી ખરચથી ને દમામથી હું વાકેફ હતો. જે સ્ટેશને તેમના ડબ્બામાં જવાની મને આજ્ઞા હતી તે સ્ટેશને હું ગયો. તેમના ડબ્બામાં એ વખતે તે વેળાના દીનશાજી અને તે વેળાના ચીમનલાલ સેતલવડ બેઠા હતા. તેમની સાથે રાજ્ય પ્રકરણી વાતો ચાલી રહી હતી. મને જોઇને સર ફીરોઝશાહ બોલ્યા. "ગાંધી, તમારૂં કામ સરવાનું નથી. તમે કહેશો તે ઠરાવ તો અમે પાસ કરી દઇશું પણ આપણા દેશમાં જ આપણને

શા હક મળે છે? હું તો માનું છું કે જ્યાં લગી આપણા દેશમાં આપણને સત્તા નથી ત્યાં લગી સંસ્થાનોમાં તમારી સ્થિતિ સુધરી શકે નહીં." હું તો આભોજ થઇ રહ્યો. મેં સમજાવવા કંઈક પ્રયત્ન કર્યો પણ મુંબઇના બેતાજ બાદશાહને મારા જેવો શું સમજાવી શકે ?

## સ્ત્રીઓના બલિદાને હિંદુસ્તાનને જગાડયું

ઉપર પ્રમાણે સર ફીરોઝશાહ મહેતાએ ખુલ્લા શબ્દોમાં કહ્યું છે કે "જ્યાં લગી આપણા દેશમાં આપણને સત્તા નથી ત્યાં લગી સંસ્થાનોમાં આપણી સ્થિતિ સુધરી શકે નહીં." આ અભિપ્રાય છતાં સંજોગ આધીન મહાત્માજીએ મહાસભા પાસે ઠરાવ પસાર કરાવ્યો અને દક્ષિણ આફ્રિકા જઇ ઘણી મુશીબતો છતાં હિંદીઓને ગુલામીમાંથી મુક્ત કરવા સત્યાગ્રહ શરૂ કર્યો. આ પ્રસંગે ઘણીક હિંદી બહેનોને જેલમાં જવું પડયું પરંતુ કેટલીક બહેનો જ્યારે ત્રાન્સવાલમાં પકડાવાના પ્રયત્નમાં નિષ્ફળ થઈ ત્યારે તેઓએ ન્યુકેસલ ખાતેની કોલસાની ખાણોના હિંદી મજુરોને તેઓની ગુલામી સ્થિતિનું ભાન કરાવવા સમજાવવા માંડયા અને તે કારણથી મામલો રસ ઉપર ચઢયો, હિંદી ભાઈઓ સમજતા થયા અને સરકારને તેમને પકડવાની ફરજ પડી. આ વિષે મહાત્માજી લખે છે કેઃ—"આ બહાદુર બહેનોને હવે કાંઈ સરકાર છોડે? તે પકડાઈ અને (પકડાયલી) ટુકડીને જઈ મળી. તેઓને પણ એજ સજા મળી અને એજ જગ્યાએ કેદમાં રાખી. દક્ષિણ આફ્રિકાના હિંદીઓ જાગ્યા, તેઓની નિદ્રા ભાગી, તેઓમાં નવું ચેતન આવેલું જણાયું, પણ સ્ત્રીઓના બલિદાને હિંદુસ્તાનને પણ જગાડયું. સર ફી૦ મહેતા આજ લગી તટસ્ત હતા. ૧૯૦૧ ની સાલમાં મને તેમણે ઠપકો આપી ત્યાં ન જવા સમજાવ્યો હતો. તેમનો અભિપ્રાય હું અગાઉ જણાવી ગયો છું. સત્યાગ્રહની લડતે પણ તેમની ઉપર થોડીજ છાપ પડી હતી. પણ સ્ત્રીઓની કેદે તેમના ઉપર જાદુઈ અસર કરી. તેમણે પોતેજ પોતાના ટાઉનહોલના ભાષણમાં જણાવ્યું કે "સ્ત્રીઓની કેદે તેમની શાંતિ પણ ભાંગી છે. હિંદુસ્તાનથી હવે કદી શાંત રહી બેસાય જ નહીં."

## દેશસેવા માટે ભોગ આપતી સ્ત્રીઓને સરકાર કેદમાં નાખે તે સામે સર ફીરોઝશાહનો વાંધો

આ રીતે તે વેળા સ્ત્રીઓને કેદમાં પડેલી સર ફી૦ મહેતા સહન કરી શકયા નહીં. જ્યારે આજે કેટલાક કહે છે કે ફીરોઝશાહ જીવતા હોત તો રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવા વિલાયત જાત. પરંતુ જે સ્વમાન-વાળો બહાદુર સિંહ પોતાના દેશની સ્ત્રીઓને ફકત કેદમાં પડેલી સહન કરી

શકયો નહીં, જેણે ફકત તેટલા જ બનાવ સામે ધૂંઆરો ચલાવ્યો તે શું આજે સ્ત્રીઓ તરફ ચલાવવામાં આવતા ઘાતકી વર્તન તરફ આંખ આડા કાન કરી વિલાયતના બડેખાંઓ સાથે મોજ મારવા ઉતરી પડતે? એમ કહેવું એ મરહુમનું ચોખ્ખું લાઇબલ જ કહેવાય. તેથી ઉલટું આજે જો તે જોરાવર સિંહ જીવતો હોત તો ખચીત પોતાના સર નાઇટ કે એવા ઉંચા ખિતાબોને ઠોકરે મારી હિંદના સ્ત્રી પુરૂષોના સ્વમાનનું રક્ષણ કરનારો મહાસભાનો સરમુખત્યાર બની રહેતે. અરે એટલું જ શું પણ જો તે અદાલતોને ધ્રૂજાવનાર મુંબઇનો સિંહ જીવતો હોત તો કોની મગદૂર હતી કે રડતીના આંસુ લુછાવવા જેવા કેસો ચલાવી સત્યાગ્રહીઓને જેલમાં મોકલતે!

## સર ફીરોઝશાહની ઉંચી શકિત માટે મહાત્માજીનો મત

સર ફીરોઝશાહની બેહદ શકિતનો કાંઇક ખ્યાલ મહાત્માજી નીચે પ્રમાણેના શબ્દોમાં આપે છેઃ—

" ફીરોજશાહ મહેતાનું નામ સાંભળ્યું હતું. એ અદાલતોમાં સિંહની જેમ ગર્જના કરે છે, તે વિલાયતમાં કઇ રીતે શીખ્યા હશે? તેમના જેટલી હોંશિયારી તો આ જન્મે આવવાની નથી જ. પણ વકીલ તરીકે આજીવિકા મેળવવાની શકિત આવવા વિષે પણ મને શંકા હતી."

" સર ફીરોજશાહ તો મને હિમાલય જેવા લાગ્યા, લોકમાન્ય સમુદ્ર જેવા લાગ્યા, ગોખલે ગંગા જેવા લાગ્યા, તેમાં હું નાહી શકું. હિમાલય તો ચડાય નહિ, સમુદ્રમાં ડૂબવાનો ભય, ગંગાની તો ગોદમાં રમાય, તેમાં હોડકાં લઇને તરાય."

## સર ફીરોઝશાહ પ્રજા ઉપર કેવો કાબુ ધરાવતા હતા?

" સર ફીરોઝશાહને તો હું મળવાનો હતો જ, પણ આ બે વડીલો (જસ્ટીસ બદરૂદીન તૈયબજી અને જસ્ટીસ રાનડે)ને મોઢેથી તેમની સલાહ પ્રમાણે ચાલવાનું સાંભળી સર ફીરોજશાહના પ્રજા ઉપરના કાબુનું મને વિશેષ ભાન થયું. સર ફીરોઝશાહને હું મળ્યો. હું તેમનાથી અંજાવાને (યાને તેઓ કહે તે પ્રમાણે કરવાને) તૈયાર હતો જ તેમને અપાતાં વિશેષણો સાંભળ્યાં જ હતાં "મુંબઇના સિંહ" 'મુંબઇના બેતાજ બાદશાહ"ને મારે મળવાનું હતું પણ બાદશાહે મને ડરાવ્યો નહી. વડીલ જે પ્રેમથી પોતાના જુવાન દીકરાને મળે તેમ તેઓ મને મળ્યા. સર ફીરોજશાહે મારી વાત સાંભળી લીધી. ન્યાયમૂર્તિ રાનડે અને તૈયબજીને મળ્યો હતો તે પણ મેં જણાવ્યું. "ગાંધી, તારે સારૂ મારે જાહેર સભા ભરવી પડશે. તને મદદ દેવી જ જોઇએ." સભાનો દિવસ મુકરર કરી મને વિદાય આપી હું નિર્ભય થઇ મનમાં મલકાતો ઘેર ગયો.

## સર ફીરોઝશાહની હાજરીમાં ગાંધીજીએ કરેલું ભાષણ.

"બીજે દહાડે સભામાં ગયો. ફીરોઝશાહે મને ભાષણ લખી લાવવાનું ભાર દઈ કહ્યું હતું. તેમ કહેવામાં કેટલું ડહાપણ હતું તે હું જોઈ શક્યો. ફ્રામજી કાવસજી ઈન્સ્ટીટયુટના હોલમાં સભા હતી. મેં સાંભળેલું કે સર ફીરોઝશાહ બોલવાના હોય તે દિને સભામાં જગ્યા ન હોય. આમાં મુખ્યત્વે વિદ્યાર્થી વર્ગ રસ લેનારો હોય. આવી સભાનો આ મારો પહેલો જ અનુભવ હતો. મારો સાદ કોઈ નહી સાંભળી શકે એવી મારી ખાત્રી થઈ. મેં ધ્રૂજતાં ધ્રૂજતાં ભાષણ વાંચવાનું શરૂ કર્યું. સર ફીરોઝશાહ મને ઉત્તેજન આપતા જાય. "હજુ જરા ઉંચે સાદે" એમ કહેતા જાય. મને તો લાગે છે કે મારો સાદ તેમ તેમ નીચો પડતો જતો હતો. પ્રેક્ષકોએ વાચ્છા વાચ્છાથી હોલ ગજાવી મૂકયો. આખરે વાચ્છા ઉઠયા. તેમણે મારૂં ભાષણ વાંચી સંભળાવ્યું. સભા તુરત શાંત થઈ, સર ફીરોશાહને ભાષણ ગમ્યું, તે વેળા મને ગંગા ન્હાવા જેટલો જ સંતોષ થયો.

## સર ફીરોઝશાહ આજે જીવતા હતે તો શું સંદેશો આપતે?

સર ફીરોઝશાહ સાથના ગાંધીજીનાં યાદગાર સ્મરણો ઉપર પ્રમાણે જાણ્યા પછી જો તે બહાદુર નર આજે જીવતો હતે તો હાલની લડતમાં પોતાનો કેવો હીસ્સો આપતે તે વિચારવું સહેલ થઈ પડે છે. ખરૂં કહીએ તો તે મહાન નર આપણને એજ સંદેશો આપી ગયો છે કે જ્યાં સુધી હિંદને સ્વરાજ ન મળે અને જ્યાં સુધી હિંદની સ્વમાનવાળી સ્ત્રીઓ પ્રત્યેનાં પાપી વર્તનનું સત્તાવાળાઓ પ્રાયશ્ચિત ન કરે ત્યાં સુધી પારસી કોમની પવિત્ર ફરજ છે કે તેણે હાલની લડતને પોતાનો પૂરેપૂરો સાથ આપવો જોઈએ."

---

## પ્રકરણ ૪ થું

## મી૦ પાદશાહ બેરીસ્ટરની ગાંધીજીને સલાહ—"આપણે જો આપણા હાથમાં રાજ્યસત્તા મેળવીએ તો સઘળું એની મેળે થઇ રહેશે"

### રાજા પ્રત્યેની વફાદારીની ગાંધીજીની વ્યાખ્યા

### ગાંધીજી અને મી૦ પેસ્તનજી પાદશાહ

દક્ષિણ આફ્રિકાની લડત પ્રસંગે હિંદુસ્તાનના કાર્યકર્તાઓની મદદ મેળવવા માટે ગાંધીજીએ અથાગ પ્રયાસો કર્યા હતા ખાસ કરીને આગલા હપ્તામાં જણાવ્યું છે તેમ, સર ફીરોઝશાહ મહેતાએ તો ગાંધીજીને ખુલ્લા શબ્દોમાં કહ્યું હતું કે આપણા દેશમાં આપણને સત્તા ન મળે

ત્યાં સુધી સંસ્થાનોમાં આપણી સ્થિતિ સુધરી શકે નહિ. તે જ પ્રમાણે બીજા ઘણા આગેવાનોએ પણ સલાહ આપી હતી તેઓમાં મી૦ પેસ્તનજી પાદશાહ પણ મુખ્ય હતા. મી૦ પેસ્તનજી પાદશાહની ઓળખ ગાંધીજીને વિલાયત ખાતે પોતાને ઉભી થયલી અન્નાહારની હોટલની મુશ્કેલી વેળાએ થઇ હતી. પેસ્તનજી પોતે અન્નાહારી હતા અને તે કારણથી ગાંધીજી તેઓના નીકટ સમાગમમાં આવ્યા હતા. ગાંધીજી લખે છે કેઃ–

"અહીં મને પેસ્તનજી પાદશાહ યાદ આવે છે. તેમની સાથે મને વિલાયતથી જ મીઠો સંબંધ હતો. પેસ્તનજીની ઓળખ મને લંડનની અન્નાહાર આપનારી વીશીમાં થયલી. તેમના ભાઈ બરજોરજીની દીવાના તરીકેની વિખ્યાતી હું જાણતો હતો. મળ્યો ન હતો પણ મિત્રમંડળ કહેતું કે તે 'ચક્રમ' જેવા છે ઘોડાની દયા ખાઇને ટ્રામમાં ન બેસે, શતાવધાની જેવી સ્મરણ શક્તિ છતાં ડીગ્રીઓ ન લે. મીજાજે એવા સ્વતંત્ર કે કોઈની શેહમાં ન આવે, અને પારસી છતાં અન્નાહારી! પેસ્તનજી છેક તેવા ન ગણાતા, પણ તેમની હોંશિયારી પંકાયલી હતી. તે વિખ્યાતી વિલાયતમાં પણ હતી. પણ અમારી વચ્ચેના સંબંધનું મૂળ તો તેમનો અન્નાહાર હતો. તેમની હોંશિયારીને પહોંચવું મારી શક્તિ બહાર હતું.

## પેસ્તનજી પાદશાહની ગાંધીજીને સલાહ

"મુંબઈમાં પેસ્તનજીને ખોળી કાઢયા હતા. એવણ 'પ્રોથોનોટરી' હતા. હું મળ્યો ત્યારે બૃહદ ગુજરાતી શબ્દકોષના કામમાં રોકાયેલા હતા. દક્ષિણ આફ્રિકામાંના કામમાં મદદ માંગવાની બાબતમાં એકે મિત્રને મેં છોડયા નહોતા. પેસ્તનજી પાદશાહે તો મને પણ દક્ષિણ આફ્રિકા ન જવાની સલાહ આપી! તેમણે કહ્યું મારાથી તમને મદદ તો શી થાય પણ તમારૂં દક્ષિણ આફ્રિકા પાછા જવું જ મને તો પસંદ નથી. અહીં આપણા દેશમાં જ કયાં ઓછું કામ છે? જુઓની આપણી ભાષાની જ સેવા કયાં ઓછી કરવાની છે? મારે વિજ્ઞાનને લગતા શબ્દોના અર્થ કાઢવાના છે. આ તો એકજ ક્ષેત્ર થયું, પણ દેશની ગરીબાઇનો વિચાર કરો. દક્ષિણ આફ્રિકામાં આપણા લોકોને મુસીબત છે એ ખરૂં પણ તેમાં તમારા જેવા (ઉપયોગી માણસો) ખર્ચાઇ જાય એ હું સહન કરૂં નહીં.

## આપણા હાથમાં જો રાજસત્તા આવે તો સઘળું કામ એની મેળે થઈ જાય

આપણે જો અહીંઆ આપણા હાથમાં રાજ્યસત્તા મેળવીએ તો ત્યાં એની મેળે મદદ થઇ રહે. તમને તો ત્યાં ન જવા હું નહી સમજાવી

શકું, પણ તમારા જેવા બીજા સેવકોને તમારો સાથ કરાવવામાં હું મદદ તો નહીં જ કરૂં" આ વચનો મને ન ગમ્યાં, પણ પેસ્તનજી પાદશાહને વિષે મારૂં માન વધ્યું. તેમનો દેશપ્રેમ, ભાષાપ્રેમ જોઈ હું મોહિત થયો. અમારી વચ્ચેની પ્રેમગાંઠ આ પ્રસંગથી વધારે સજ્જડ થઈ. તેમનું દ્રષ્ટિબિંદુ હું પુરેપુરૂં સમજી શકયો. પણ દક્ષિણ આફ્રિકાનું કામ છોડવાને બદલે તેમની દ્રષ્ટિએ પણ મારે તો તેને વધારે વળગી રહેવું જોઈએ એમ મને લાગ્યું. દેશપ્રેમી એક પણ અંગને બને ત્યાં સુધી જતું ન કરે. ને મારે સારૂ તો ગીતાનો શ્લોક તૈયારજ હતો કે "ચઢીયાતા પરધર્મ કરતાં ઉતરતો સ્વધર્મ સારો છે. સ્વધર્મમાં મોત પણ સારૂં; પરધર્મ એ ભયકર્તા છે.

સર ફીરોઝશાહની માફક પેસ્તનજી પાદશાહે પણ ખુલ્લો અભિપ્રાય દર્શાવ્યો છે કે "આપણે જો અહીંયાં આપણા હાથમાં રાજ્યસત્તા મેળવીએ તો ત્યાં એની મેળે મદદ થઈ રહે."

પેસ્તનજી પાદશાહ ગાંધીજીના મગજ ઉપર જે વધારે સારી છાપ પાડી શકયા તે તેમના અન્નાહારનું મુખ્ય કારણ હતું. અને તેજ જાતનું વર્તન પારસી કોમ રાખે એવું ગાંધીજીનું ખાસ ઇચ્છવું છે. તેઓ પોતાના એક લેખમાં લખે છે કેઃ—

"માંસાહાર કરનાર ભાઈબહેનોના ખોરાકમાં ખાસ મરચીનો ઘણો વધારે ઉપયોગ થાય છે એમ હું તેઓના નિકટ સંબંધમાં રહેવાથી જાણું છું. સ્વાદેન્દ્રિયને નિયમમાં રાખવા સારૂ હું પારસી ભાઇબહેનોને જરૂર વિનવું છું કે તેઓ માંસ, મચ્છી, મરચીનો અતિ આહાર ન કરે."

### પેસ્તનજી પાદશાહનો દેશપ્રેમ

પેસ્તનજી પાદશાહ વિષે ગાંધીજી કહે છે કે "તેમનો દેશપ્રેમ જોઈ હું મોહિત થયો." આ ઉપરથી સ્પષ્ટ સાબીત થાય છે કે પારસી કોમમાં હિંદનું હિતજ જોનાર હતા અને છે. જ્યારે આપણને કેટલાક ગુલાબ્યાઓ સલાહ આપવાને કુદી પડ્યા છે કે રાજા પ્રત્યેની વફાદારી એ પારસી કોમનો ગોયા પ્રથમ ધર્મ છે. આમ કહેનારાઓ ખરેખર પારસી કોમને કાળી ચીતારવા સિવાય વધુ કશું કરતા નથી. અલબત રાજા પ્રત્યેની વફાદારી નહી જોઇએ એમ કદી કોઇ કહેતું નથી પરંતુ ખુદા તરફની વફાદારીના ભોગે રાજા પ્રત્યે વફાદાર રહેવું એ તદન અધર્મજ છે.

### મહાત્મા ગાંધીની વફાદારીની વ્યાખ્યા

મહાત્માજી પોતે વફાદારીની કેટલીક વ્યાખ્યાઓ પોતાના લેખોમાં સમજાવે છે અને તે જાણવાજોગ હોવાથી તેવણના પોતાના જ શબ્દોમાં અત્રે રજુ કરવી યોગ્ય ગણાશેઃ—

"હજીએ બીજી વફાદારી આગળ ઈશ્વર પ્રત્યેની વફાદારી ઉંચે મૂકનારા આપણામાં ઘણાએ છે. મને ઉમેદ છે કે હિંદુસ્તાનના નવજુવાનો અને તેમના કેળવનારાઓ પોતાના સ્વધર્મ અથવા વફાદારી વિષેના ખ્યાલો ફરી તપાસી જોશે અને જ્યાં તેઓ ભૂલ કરી રહ્યા છે એમ જુએ ત્યાં તે સુધારી લેશે."

"માણસ જાતને માટે આ સંસારમાં એક જ સાદો સર્વવ્યાપી અને સર્વોપરી ધર્મ હોઈ શકે. અને તે એ કે એક ઈશ્વરને જ વફાદાર રહેવું. અંતરમાં વસતા રામની જ આણ સર્વોપરી માનવી અને એ રામને કોઇ કાળે અંતરમાંથી આથમવા દેવા નહિ. રાજા પ્રત્યેની, દેશ પ્રત્યેની અગર માનવજાતિ પ્રત્યેની વફાદારી જ્યારે જ્યારે એ ઈશ્વર પ્રત્યેની વફાદારીની આડે ન આવતી હોય ત્યારે ત્યારે અલબત્ત તેમાં સમાય છે. પણ જ્યારે જ્યારે સ્વદેશનું, રાજાનું કે માનવજાતિનું વલણ ઈશ્વરાભિમુખ ન હોય, એમનાં મોં ઈશ્વરના સિંહાસનથી ઉલટી દિશા તરફ હોય, ત્યારે ત્યારે બધાની આણને તરછોડીને એક માત્ર ઈશ્વરની જ આણ માનવી રહી. અહુરમઝદ અને અહેરીમન, ઈશ્વર અને સેતાન, એ બે વિરૂધી તત્વો બધા જ ધર્મોમાં છે અને એકને ભજીને બીજાને તજો એવું દરેક ધર્મમાં ઉપદેશાયું છે." "રાજા એ તો વ્યકિતત્વ વગરની એક ભાવના માત્ર છે અને એ રીતે તો આખી બ્રિટિશ સલ્તનતને પણ રાજા શબ્દથી સુચવી શકાય."

ઉપર પ્રમાણે વફાદારીની વ્યાખ્યા મહાત્માજી સમજાવે છે તે ખચીતજ કેટલાક ભાઈઓએ ગોખી રાખવાજોગ છે. ગાંધીજી આગળ વધતાં જણાવે છે કેઃ–

## સીવીલ સર્વિસના મોટા પગારો

"સીવીલ સર્વિસથી ઉપલી શ્રેણીના નોકરોને મળતા રોજ ઉઠીને વધતા જતા પગારોનું ધોરણ જોઈને હું તો ચમકું છું. પાવડે પાવડે પગાર ખેંચનારાં આ રાજ્યકર્તાઓની જીંદગીમાં અને તેમના પગ તળે છૂંદાતી ઘુંધવાતી કરોડોની પ્રજા જે જીંદગી ગાળી રહી છે તે વચ્ચે કશું એ સરખાપણું તમે જોઇ શકો છો? ગામડાંઓમાં કે રસ્તા પર મળતાં સેંકડો હજારો કંગાળ લોકો સામુ જુઓ, તેમના ગળી ગયેલાં પેટ, તેમની આંખોની જગ્યાના કુવા અને તેમની દૂરથી ગણી શકાતી પાંસળીઓમાં તમે મારા કથનનો જીવતો જાગતો પુરાવો જોશો."

# પ્રકરણ ૫ મું.

## દક્ષિણઆફ્રિકાના પ્રખ્યાત "પારસી રૂસ્તમજી"નો કિંમતિ ફાળો.

### ગાંધીજીનું સાદુ જીવન અને તેથી મળેલા ફાયદા

### કેટલીક કહેવાતી સુધરેલી પારસી બાનુઓને અર્પણ

### રૂસ્તમજીના ઘરમાં ગાંધીજીનો થયલો જીવસટોસટ બચાવ!

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વેળાએ ત્યાંના એક વેપારી રહીશ મરહુમ રૂસ્તમજી જી. ઘોરખોદુ કે જેવણને માટે ગાંધીજી પોતાના અનેક લેખોમાં "પારસી રૂસ્તમજી"ના નામથી ઈસારો કરે છે, તેમણે હિંદીઓની ગુલામી દશા નાબુદ કરવાના કામમાં ગાંધીજીને અતિ કિંમતી ફાળો આપ્યો હતો. એટલું જ નહી પણ ગાંધીજીને કેટલાક જીવ સટોસટના સમયે મદદ કરીને ખરૂં કહીએ તો પોતાના જીવના જોખમે ગાંધીજીનો જીવ બચાવ્યો હતો તેવા એક દીલે દીલાવર અને પારસી કોમનું નામ મહાત્માજીને હાથે જાતે લખાયલા ઈતિહાસમાં વધુ ઝળકતું કરનાર અડંગ સત્યાગ્રહી વિષે થોડુંક બ્યાન "કયસરે હીન્દ"ના વાંચકોને જરૂર જ અનુકરણ કરવા જોગ થઈ પડશે.

મહાત્મા ગાંધીજીના સ્વભાવમાં બચપણથી મનુષ્ય પ્રત્યે સેવાભાવની લાગણી ઉત્પન્ન થઇ હતી. પોતાના પિતાજીની સેવા અને માતાજીની બરદાસ્ત પણ એમણે અતિ પ્રેમથી બજાવી હતી. એટલું જ નહીં પણ ગમે એવા ગરીબ અને કંગાળ રોગીષ્ટ માણસની પણ હાથે જાતે સેવા કરવામાં એઓ આનંદ માનતા આવ્યા છે. એ વિષે એક દાખલો એમના જ શબ્દોમાં રજૂ કરૂં છું.

### સેવાના કામ માટે ગાંધીજીને બચપણથી જ શોખ

"મારો ધંધો તો ઠીક ચાલતો પણ તેથી સંતોષ નહોતો રહેતો. જીવન વધારે સાદું થવું જોઈએ, કંઈક શારીરિક સેવા કાર્ય હોવું જોઈએ, એવી ગડમથલ મનમાં ચાલ્યા જ કરતી. એવામાં એક દિવસ એક અપંગ, રક્તપિતથી પીડાતો માણસ ઘેર આવી પહોંચ્યો. તેને ખાવાનું આપીને કાઢી મૂકતાં જીવ ન ચાલ્યો ત્યારે તેને એક કોટડીમાં રાખ્યો, તેના ઘા સાફ કર્યા ને તેની સેવા કરી. પણ આમ લાંબો વખત ન ચાલી શકે. ઘરમાં હંમેશ માટે રાખવાની સગવડ ન હતી, તેમ મારી હિંમત ન હતી. મેં તેને સરકારી હોસ્પિટલમાં મોકલ્યો. પણ મને આશ્વાસન ન મળ્યું. એવું સેવાનું કામ હંમેશાં કરૂં તો કેવું સારૂં!

## પારસી સખાવતના પૂણ્ય પ્રતાપ

ડા૦ બુથ સેન્ટ એડમ્સ મીશનના ઉપરી હતા. પારસી રૂસ્તમજીની સખાવતને લીધે ડા૦ બુથના હાથ નીચે એક બહુ નાની હોસ્પીટાલ ખુલી. આ હોસ્પીટાલમાં નર્સ તરીકે કામ કરવાની મને પ્રબળ ઈચ્છા થઇ. તેમાં દવા આપવાને અંગે એકથી બે કલાકનું કામ રહેતું તેને સારૂ દવા બનાવી આપનાર કોઈ પગારદાર માણસની અથવા સ્વયંસેવકની જરૂર હતી. આ કામ માથે લેવાનો ને તેટલો સમય મારા વખતમાંથી ફાજલ પાડવાનો મેં નિશ્ચય કર્યો. મારૂં વકીલાતનું કેટલુંક કામ મી૦ ખાનને સોંપીને હું આ નાનકડી હોસ્પીટાલમાં કામ કરતો થયો. આ કામથી મને કંઇક શાંતિ થઈ. મારૂં કામ દર્દીનો કેસ સમજી લઈ તે ડાકટરને સમજાવવાનું અને ડાકટર બતાવે તે દવા તૈયાર કરી દર્દીને આપવાનું હતું. આ કામથી હું દુઃખી દર્દીઓના ગાઢ સમાગમમાં આવ્યો અને આ અનુભવ મને ભવિષ્યમાં બહુ ઉપયોગી નીવડયો.''

## પોતાના બચ્ચાંઓનું નર્સીંગ તથા પત્નીની સુવાવડ પોતાને હાથે કરતા હતા

ઉપલી હોસ્પીટાલમાં કામ કહો કે સેવા કરવાથી ગાંધીજીને અતી ઘણો અનુભવ થયો હતો અને તેનાથી એમણે પોતાનાં બાળકોને તંદુરસ્ત અને દેશપ્રેમી બનાવ્યા. ગાંધીજી પોતે પવિત્ર એકરાર કરતાં કહે છે કે મારાં બાળકોને નવાડવા ધોવાડવાનું તથા ઘરની સફાઇસુઘડાઇ, રસોઈ પાણી તથા કપડાં ધોવા વિગેરેનું કામ હું મારે હાથેજ કરી લેતો. અરે એટલુંજ શું પણ પોતાની ધર્મપત્નીની સુવાવડ પણ પોતાને હાથે જાતે કરવામાંજ મોટો આનંદ લીધો. આ સઘળી હકીકતો આપણી કોમના મરદો તો દૂર રહ્યા પણ આજકાલની પશ્ચિમના પવન પાછળ ઘેલી બનેલી બહુનાઓને નકલ કરવા જેમ બલકે શરમાવનારી ગણાવી જોઇએ. એવી બહેનોને મહાત્માજીના થોડાક શબ્દો અર્પણ કરીશું.

## દરેક માબાપે તંદુરસ્તીનું જ્ઞાન પોતે ધરાવવું જોઇએ

''છેલ્લા બાળકનાં જન્મ વેળા મારી કસોટી પુરેપુરી થઇ. પ્રસુતીની વેદના એકાએક શરૂ થઇ. ડાકટર ઘેર નહી, દાઇને તેડવાની હતી, તે પાસે હોત તોપણ તેનાથી કાંઇ કામ થાત નહીં, સઘળું કાર્ય મારેજ કરવાનું હતું. સદભાગ્યે મેં આ વિષય ''માને શીખામણ'માંથી અમુક રીતે વાંચી લીધો હતો તેથી મને ગભરાટ ન થયો. મેં જોયું કે પોતાના બાળકોને યોગ્ય રીતે ઉછેરવાં હોય તો મા અને બાપ બંનેએ બાળકોના ઉછેર વગેરેનું સામાન્ય જ્ઞાન મેળવી લેવું જોઈએ. મેં તો મારી આ

વિષયની કાળજીના લાભ ડગલે ને પગલે જોયા છે. જે સામાન્ય તંદુરસ્તી મારા બાળકો આજે ભોગવે છે તે જો મેં તે વિષે સામાન્ય જ્ઞાન મેળવી તેનો અમલ ન કર્યો હોત તો ન ભોગવી શકત. બાળકની કેળવણી માતાના ઉદરમાંથી શરૂ થાય છે એમ હું અનુભવથી કહી શકું છું."

## સાદું જીવન ગાળવા માટે ગાંધીજીને થયેલી પ્રેરણા

લગભગ ૧૯૦૪ ની સાલમાં દક્ષિણ આફ્રિકા ખાતે એક ઉત્તમ પુસ્તક ગાંધીજીના વાંચવામાં આવ્યું કે જેનો પાછળથી ગાંધીજીએ 'સર્વોદય'ના નામ હેઠળ તરજુમો પણ કર્યો હતો. ખાસ કરીને આ પુસ્તકની અસર સાદું જીવન ગાળવાની પ્રેરણા ઉપર થઈ અને ગાંધીજીએ પોતે જ નહિ પણ પોતાના સઘળા હિંદી સાથીઓને પણ તેવું જીવન ગાળવાને લલચાવ્યા અને આસ્તિક અને સાહસિક સાધુએ ડરબન ખાતે કોઇપણ જાતની મૂડી વગર એક ધરખમ સંસ્થા (આશ્રમ) સ્થાપ્યું, તેમાં ઘણા હિંદીઓ જોડાયા અને મહેનત મજુરી કરી સાદું જીવન ગાળવા લાગ્યા. આ કામમાં પણ રૂસ્તમજીએ મદદ કરી હતી જે વિષે ગાંધીજી લખે છે કેઃ–

## કાંઇપણ મુડી વગર એક ધરખમ સંસ્થા તેમણે કેમ સ્થાપી?

"શેઠ પારસી રૂસ્તમજી મારાં આવાં બધાં સાહસોના ભાગીદાર હોય જ. તેમને મારી યોજના ગમી, એક મોટા ગોડાઉનમાં પતરાં વિગેરે ઘણુંક તેમની પાસે પડયું હતું તે તેમણે મફત આપ્યું, તે વડે બાંધકામ શરૂ થયું. કેટલાક હિંદી સુથારો અને સલાટો મારી સાથે લડાઈમાં આવ્યા હતા તેઓ મળી આવ્યા. તેમની મદદથી કારખાનું બાંધવાનું શરૂ કર્યું. એક માસમાં મકાન તૈયાર થયું. તે ૭૫ ફુટ લાંબુ અને ૫૦ ફુટ પહોળું હતું. આમ ૧૯૦૪ની સાલમાં ફીનીકસની સ્થાપના થઇ અને વીટંબણાઓ છતાં "ફીનીકસ સંસ્થ" તેમજ "ઇંડીયન ઓપીનીયન" બન્ને હજી નભી રહ્યાં છે."

## ગાંધીજીનો જાન લેવાનો દક્ષિણ આફ્રિકાના ગોરાઓનો ઠરાવ

દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ શરૂ કરવા અગાઉ ગાંધીજીએ હિંદુસ્થાનમાં મોટી ચળવળો જગાડી હતી. તેમાં ખાસ કરીને સર ફી. મહેતાની આગેવાની હેઠળ એક ભાષણ પણ આપ્યું હતું. ભાષણનો ઉલટાસુલટી રિપોર્ટ આફ્રિકાના ગોરાએને મળ્યો અને તેઓએ માની લીધું કે ગાંધીજી તો આફ્રિકાના ગોરાઓનો ડબ્બો ગુલ કરાવવાનું જ કાવતરૂં રચે છે. આથી તેઓ ખૂબ ઉશ્કેરાયા ને આફ્રિકામાં ગાંધીજી પગ મૂકે તો જીવથી જ મારી નાખવાનો નિશ્ચય કર્યો. હવે ગાંધીજી

પોતાના કુટુંબ સાથે આફ્રિકા જવાને એક સ્ટીમરમાં ઉડયા. તે સ્ટીમરમાં અને તેની સાથે ઉપડેલી બીજી સ્ટીમર મળી કુલ્લે ૮૦૦ હિંદી ઉતારૂઓ આફ્રિકા જવાને ભેગેજોગે તેજ અરસામાં ઉપડયા હતા. આથી ત્યાંના ગોરાઓએ ગપ ઉરાડી કે ગાંધીજી પોતા સાથે ૮૦૦ માણસોને લઇને ગોરાઓને હેરાન કરવા આવે છે. મજકુર સ્ટીમરો આફ્રિકાને કીનારે જઇ પહોંચી ત્યાં ઉતારૂઓને કિનારે નહીં ઉતરવા દેતાં હિંદ તરફ પાછી વાળવાના અનેક પ્રપંચો થયા પણ આખરે તો ઉતારૂઓને ઉતરવા દેવા એવું નક્કી થયું. સઘળા ઉતારૂઓ તો ઉતરી ગયાં પણ ગાંધીજીને સ્ટીમરમાંથી ઉતરવું એ બહુ જ જોખમભર્યું હતું. કારણ કે બંદર ઉપર ગોરાઓનું ઉશ્કેરાયલું ટોળું જમા થયું હતું તોપણ સંજોગ આધીન ગાંધીજીને કીનારે ઉતરીને પારસી રૂસ્તમજીને ઘર જવું થયું તે વીષે ગાંધીજી લખે છે:-

## ગાંધીજીનાં બાલબચ્ચાંઓ રૂસ્તમજીના આશરે.

"...મારાં બાળબચ્ચાંને મારે ઘેર નહિ મોકલતાં ડર્બનના પ્રખ્યાત વેપારી અને મારા જુના અસીલ અને મિત્ર પારસી રૂસ્તમજીને ત્યાં મોકલી આપ્યાં...મી૦ લોટનની સૂચનાથી અને રાત્રે અંધારામાં ચોરની માફક ઘરે જવું મને પસંદ ન પડવાથી-હું દિવસે જ ચાલી નીકળ્યો. અમારો રસ્તો ડર્બનના મોટામાં મોટા મહોલ્લામાં થઈને હતો. અમે નીકળ્યા ત્યારે સાંજના ચારેક થયા હશે. પગપાળા શેઠ રૂસ્તમજીના મકાન સુધી પહોંચતાં કંઈ નહિ તો એક કલાક જાય એટલો રસ્તો હતો. અમે ઉતર્યા કે તરત જ કેટલાક છોકરાઓએ અમને જોયા.

## "ગાંધી, ગાંધી એને મારો, ઘેરો"

મારા જેવી પાઘડી પહેરનારો હું એક જ રહ્યો છોકરાઓએ મને તુરત ઓળખ્યો ને 'ગાંધી ગાંધી એને મારો, ઘેરો' એમ અવાજ કરતા અમારી તરફ આવ્યા. કોઇ કાંકરા ફેંકવા લાગ્યા, કેટલાક અઘોર ગોરાઓ પણ તેમાં ભળ્યા. ધીમે ધીમે હલ્લો વધ્યો. મી૦ લોટનને લાગ્યું કે ચાલતા જવામાં જોખમ ખેડવા જેવું છે. તેમણે રીક્ષા બોલાવી. મનુષ્યો રીક્ષા ખેંચતા હોવાથી તેમાં બેસવાનો મને અભાવ હતો. છતાં બેસવા તૈયાર થયો. છોકરાઓએ અને મોટેરાઓએ રીક્ષાવાળાને ધમકી આપી કે આ માણસને બેસાડશે તો તને મારશું, રીક્ષા ભાંગી નાખશું, એટલે રીક્ષાવાળો 'ના' કહી ચાલતો થયો. અમે ચાલવા માંડયું સેંકડો લોકોનું સરઘસ અમારી પાછળ ચાલ્યું.

## ગાંધીજી ઉપર ગાળો તથા પથરાનો વરસાદ

મુખ્ય રસ્તા પર આવ્યા ત્યાં તો સેંકડો નાના મોટા ભેગા થયા.

એક બળવાન માણુસે મી૦ લોટનને બાથમાં લઇ મારાથી નોખા પાડયા. મારી ઉપર ગાળોના, પત્થરોના જે કંઈ તેઓના હાથમાં આવ્યું તેના વરસાદ વરસવા લાગ્યા. મારી પાઘડી ઉરાડી મૂકી. દરમ્યાન એક જાડા મોટા માણુસે આવી મને થપ્પડ મારી અને પછી પાટુ મારી, હું તમ્મર ખાઇને પડવા જતો હતો તેટલામાં રસ્તાની પાસેના એક ઘરની જાળી મારે હાથ આવી.

## સુપ્રિન્ટેન્ડન્ટના બાનુએ આપેલું રક્ષણ

જરા શ્વાસ લઈ તમ્મર ઉતરી એટલે ચાલવા માંડયું. મેં જીવતા ઘરે પહોંચવાની આશા છોડી. તેટલામાં ડર્બનના પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટની સ્ત્રી સામેથી જતી હતી. અમે એકબીજાને સારી રીતે ઓળખતાં હતા. એ બાઈ બહાદુર હતી. એ બાઇએ પોતાની છત્રી મારા રક્ષણ સારૂ ઉઘાડી અને મારી પડખે ચાલવા લાગી. બાઇ માણુસ અને તે પણ જુના લોકપ્રિય ફોઝદારની ઓરતનું અપમાન ગોરાઓ ન જ કરે તેથી મારી ઉપર પણ હળવો માર જ પડવા લાગ્યો. પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટે મારા બચાવ માટે પોલીસ પાર્ટી મોકલી અને મને પોલીસ ચોકીમાં જ થોભવાની સલાહ આપી. મેં ઉપકાર માન્યો પણ તેમાં જવાની ના પાડી મેં કહ્યું મને અહીંની ન્યાયવૃત્તિમાં અને મારા સત્યમાં વિશ્વાસ છે. વળી મીસીસ એલેકઝાંડરે પણ રક્ષણ કરેલું છે.

## રૂસ્તમને ગોરાઓની ધમકી ગાંધીને અમારે હવાલે કરો-રૂસ્તમજીએ બીલકુલ મચક આપી નહીં-પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટની મદદ

હું રૂસ્તમજીને ત્યાં પહોંચ્યો.. અહિંયાં પહોંચતાં સાંજ પડી ગઈ હતી. 'કુર્લીન્ડ'ના ડાકટર દાદીબરજોર રૂસ્તમજી શેઠને ત્યાં હતા. તેણે મારી સારવાર કરી, જખમો તપાસ્યા. એક મુઢ ઘા પડયો હતો તેજ વધારે ઇજા દેતો હતો. રૂસ્તમજી શેઠના ઘરની સામે હજારો ગોરાઓ એકઠા થયા હતા. રાત પડી એટલે લુચ્ચા લફંગાઓ પણ તેમાં ભળ્યા. તે લોકોએ રૂસ્તમજી શેઠને કહેવડાવી દીધું કે જો તમે ગાંધીને હમારે હવાલે નહી કરો તો તમને અને તમારી દુકાન તેની સાથે જ સળગાવી મૂકીશું. રૂસ્તમજી કાંઈ કોઇના ડરાવ્યા ડરે એવા હિંદી ન હતા. સુપ્રિન્ટેન્ડન્ટ એલેકઝાંડરને ખબર પડી, તેમણે પોતાની છુપી પોલીસ લઈને ધામેથી ટોળાંમાં પેસી ગયા. એક માંચડો મંગાવી તેના ઉપર ઉભા અને લોકોની સાથે વાતચીત કરવાને બહાને પારસી રૂસ્તમજીના ઘરના દરવાજાનો કબજો લીધો કે જેથી તે તોડીને કોઇ અંદર ઘુસી ન શકે. યોગ્ય ઠેકાણે છુપી પોલીસ ગોઠવી દીધી અને પોતાના એક અમલદારને

હીંદીનો પોશાક પહેરાવી, મોઢું રંગી હીંદી વેપારી જેવો બનાવીમને કહેવડાવ્યું કે "જો તમે તમારા મિત્રની, તેના પરોણાની, તેના માલની અને તમારા કુટુંબની રક્ષા કરવાં ઇચ્છતા હો તો તમારે હીંદી સીપાઇનો વેશ પહેરી પારસીના ઘરમાંથી નીકળી ટોળાંમાંથીજ મારા માણુસની સાથે છટકી જઇ પોલીસચોકી પર પહોંચી જવું. આ શેરીને ખુણે તમારે સારૂ ગાડી તૈયાર રાખેલી છે. તમને અને બીજાઓને બચાવવાનો મારી પાસે ઉપાય નથી. ટોળું એટલુ ઉશ્કેરાયલું છે કે તેને રોકી રાખવા મારી પાસે કશું સાધન નથી. તમે તાકીદ ન કરો તો હમણુંાજ સઘળું તારાજ થશે અને જાનમાલની ખુવારી થશે."

### ગાંધીજીએ સ્વરક્ષણ માટે લીધેલો સીપાઇનો વેશ—મહાત્માજીનો જન્મ.

હું સ્થિતિ તુરત સમજી ગયો. મેં તુરતજ સીપાઇનો વેશ લીધો અને રૂસ્તમજીના ઘરમાંથી સહીસલામત પોલીસ ચોકી ઉપર પહોંચી ગયો. દરમ્યાન ફોજદાર પ્રસંગને લગતાં ગીતો અને ભાષણોથી ટોળાંને રીઝવી રહયો હતો. જયારે તેણે જાણ્યું કે હું સહીસલામત ચોકી ઉપર પહોચી ગયો છું ત્યારે તેણે પોતાનું ખરૂં ભાષણ શરૂ કર્યું. ટોળાએ કહ્યું "અમને ગાંધી જોઇએ છે. તેને અમે સળગાવીશું. કારણ અમારે વિષે હિંદુસ્તાનમાં ઘણી જુઠી વાતો કરી છે, જો તે બહાર ન નીકળે તો અમે આ મકાનને સળગાવીશું. એમાં બીજાં માણુસો છે તે પણ સાથે સળગી જાય તો તેમાં દોષ અમારો નહીં પણ તમારો છે." આખરે સુપરિન્ટેનડન્ટે ટોળાંની ખાત્રી કરી આપી, તેઓએ પારસી રૂસ્તમજીના ઘરનો ખુણેખુણો તપાસી નાંખ્યો. લોકોએ ઘરમાં મને ન જોવાથી નીરાશ થઈ ચાલવા માંડયું. આ દિવસ ૧૮૯૭ ના જાન્યુઆરીની તેરમી તારીખનો હતો."

આ પ્રમાણે ૧૯૩૦ની ઐતિહાસિક અને પવિત્ર લડત શરૂ કરવા માટે મહાત્માજીનો પારસી રૂસ્તમજીના ઘરમાંથી નવો જન્મ ઉપલા દિવસે થયો.

---

## પ્રકરણ ૬ ઠું

## દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી ઉપર જીવલેણ હુમલાઓ-રૂસ્તમજીની સમયસૂચક મદદ

### આશ્રમ બહારના એકલા સત્યાગ્રહી પારસી રૂસ્તમજી. ગાંધીજીના દાગીનાઓના પારસી ટ્રસ્ટી કસ્તુરબા સાથેનો મનન કરવાજોગ રમુજી સંવાદ

હિંદુસ્તાનની અસહ્ય ગુલામી દૂર કરવા માટે દાયકાઓથી મહાન

બોજાંઓએ પોતાના બોજનું દહીં કીધું. આખરે ૧૯૩૦માં ગાંધીજીએ તે ગુલામી દૂર કરવા માટેની ઐતિહાસિક હથીયાર વગરની શાંતિમય લડાઈ જાહેર કરી અને જંગે મેદાનમાં ઝીપલાવ્યું. આખરે તેઓએ તેત્રિસ કરોડના દળનું બળ દુનિયાની ગણાતી મહાન બ્રિટિશ શહેનશાહતને બતાવી આપ્યું અને તેણે હિંદની માંગણીઓના સ્વીકારમાં વાદવિવાદ ચલાવવાની કામચલાઉ સુલેહ નક્કી કરી. એજ રીતે દક્ષિણ આફ્રિકા ખાતે પણ એવાજ પ્રકારની લડતમાં ગાંધીજીને ફતેહ મળી હતી. અને આજે જેમ લોર્ડ ઇરવીને સુલેહ સ્થાપવામાંજ શહેનશાહતની સલામતી જોઈ છે તેમ દક્ષિણ આફ્રિકા ખાતે પણ જનરલ સ્મટસે એવાજ પ્રકારની સુલેહમાં ડહાપણ વિચાર્યું હતું અને ગાંધીજીએ પોતાની નાખતીની રીત પ્રમાણે ત્યારે પણ સુલેહના સાથી બનવામાં ઉદારતા બતાવી હતી. પણ દીલગીરીની વાત એજ હતી કે હંમેશાં બાજી સંભાળનાર બ્રિટિશો પવન જોઈને પીઠ આપી દે છે તેમ ત્યારે પણ તેઓ ફક્ત બહારનો ભપકો અને ઉદારતા બતાવવા ખાતરજ ખરૂં કહીએ તો દગાભરેલી બાજીઓ રમ્યા હતા, અને આખરે સમજુતીને નામે કરેલી બંને પક્ષને સંતોષ આપે એવી શરતો ઉપર પાણી ફેરવ્યું હતું.

## ગાંધીજી ઉપર જીવલેણ હુમલાઓ

મજુર સમાધાની વેળાએ પણ લડત લડનારાઓમાં તો એક ભાગ હાલની માફક ગાંધીજીની સખત વિરૂદ્ધ થઇ બેઠો હતો એટલુંજ નહીં પણ ગાંધીજી ઉપર કેટલાક જીવલેણ હુમલાઓ વટીક કર્યા હતા, અને તેવા હુમલા વેળાએ પારસી રૂસ્તમજી તરફથી મળેલી કટોકટ મદદ હાલ જાણવાજોગ થઇ પડશે.

ઉપલા પ્રસંગો વિષે ગાંધીજી લખે છે કેઃ—

'હિંદીઓની લડતે મજબુત રૂપ લીધું. જનરલ સ્મટસ સાથની સમાધાની કેટલાક હિંદીઓને પસંદ ન પડી. ખાસ કરીને કેટલાક વેપારી ભાઇઓ વિગેરેએ સ્વાર્થ ખાતર ત્યાંના પઠાણોને ઉશ્કેર્યા. સભા ભરી. મેં સમાધાનીનું રહસ્ય સમજાવ્યું. બે ચાર પઠાણો સિવાય બધાએ સમાધાનીને બહાલી આપી.

તા૦ ૧૦–૨–૧૯૦૮ ની સવારે સમાધાનીની શરત પ્રમાણે અમે કેટલાક જણ પરવાના કાઢવા સારૂ જવા તૈયાર થયા. ઓફીસ આગળ પહોંચતા પઠાણ મીર આલમ અને તેના સાથીઓને મેં જોયા. મીર આલમ મારો જૂનો અસીલ હતો, પોતાનાં બધાં કામોમાં મારી સલાહ લેતો. તે છ ફુટથી વધારે ઉંચો હશે. વીશાળ કદનો બેવડા બાંધાનો, અમારી આંખો

મળ્યા છતાં તેણે પહેલી જ વાર સલામ ભરવાનું મોકુફ રાખ્યું. પણ મેં સલામ ભરી એટલે એણે વાળી. તેની આંખમાં ગુસ્સો હતો એમ મેં જોયું. બીજા સાક્ષીઓ સાથે હું મારી ઓફીસેથી પરવાના કાઢવાની ઓફીસ જે પાંચેક મીનીટના રસ્તા ઉપર હતી ત્યાં ગયા. મીર આલમ પણ મારી પડખે આવ્યો. મીર આલમે મને પુછ્યું "ક્યાં જાય છે?" મેં જવાબ આપ્યો હું દશ આંગળીઓ આપીને રજીસ્ટર કઢાવવા જાઉં છું. તું પણ જો આવે તો તને દશ આંગળી આપવાની જરૂર નથી." આટલું હું કહી રહ્યો એટલામાં તો મારી ખોપરી ઉપર પછવાડેથી એક લાકડીનો ફટકો પડ્યો. હું બેભાન થઈને ઉંધો પડ્યો, તો પણ મીર આલમે અને તેના સાથીઓએ વધારે લાકડીઓ અને પાટુઓ મારી તેમાંની કેટલીક ઇસપમીયાએ તથા થંબી નાયડુએ ઝીલી, તેથી તેઓને પણ થોડો માર પડ્યો મને પાસેજ એક ગોરાની ઓફીસમાં ઉંચકી લઈ ગયા, ત્યાં મને ભાન આવ્યા પછી રેવરન્ડ ડોક મને પોતાને ઘેર લઇ ગયા.

## ગોરાઓએ આપેલી મદદ–ખુની તરફ ગાંધીજીએ દયા બતાવી તેને છોડી મેલાવ્યો

કેટલાક ગોરાઓ તેમજ બીજાઓએ ત્યાંની સરકારને દબાણ કરી મીર આલમ વગેરેને પકડાવ્યા. મારો ઉપલો હોઠ ચીરાઇ ગયો હતો. પાંસળીઓ વગેરેને દવાથી કેટલેક દિવસે આરામ થયો. મારી અરજથી મીર આલમ અને તેના સાથીઓને છોડી મૂકવામાં આવ્યા. પણ જોહાન્સબર્ગના ગોરાઓના દબાણને લીધે કેટલેક દિવસે તેમને પાછા પકડીને છ છ મહીનાની કેદની સજા કરવામાં આવી. આ તપાસમાં સાક્ષી તરીકે ઉભા રહેવાની મેં ના પાડી અને મને બોલાવવામાં નહોતો આવ્યો."

ગાંધીજી ઉપર હુમલો થયા પછી તેમની તબીયત કેટલેક સમયે રાહ ઉપર આવી. ગાંધીજીનું કુટુંબ ફીનીક્સમાં વસતું હતું તેમને મળવા તેઓ ડરબન ગયા. તે સાથે સમાધાની વિષે ત્યાં આગળ પણ જે ગેરસમજુતી ફેલાઈ હતી તેનો પણ ખુલાસો કરવાનો હતો. આ વિષે ગાંધીજી લખે છે કેઃ—

## બીજી વખતના ખુની હુમલામાંથી પારસી રૂસ્તમજીએ ગાંધીજીનો બચાવેલો જાન

"ડરબનમાં હિન્દીઓની જાહેર સભા ભરવામાં આવી. મારી ઉપર હુમલો થવાનો છે એવી મને ખબર મળી હતી પણ મેં તે વિષે કાંઇ પણ પગલાં લીધા નહોતાં. હું તો નીમેલા વખતે બરાબર હાજર થયો. સમાધાની કેમ થઇ તે સમજાવ્યું. સવાલો થયા તેના જવાબ પણ

આપ્યા. આ સભા રાતના આઠેક વાગે થઇ હતી, કામ લગભગ પુરૂં થવા આવ્યું હતું. તેટલામાં એક પઠાણ પોતાની ડાંગ લઇ માંચડા ઉપર આવ્યો. તેજ વખતે બત્તી ઠરી. હું સમજી ગયો. પ્રમુખ શેઠ દાઉદ મહમદ ટેબલ ઉપર ચઢયા, લોકોને સમજાવ્યા મને બચાવ કરવાવાળાઓએ ઘેરી લીધો. મેં કાંઇ રક્ષણના પગલાં નહોતાં ભર્યાં. પણ મેં પાછળથી જોયું કે જેઓને હુમલાની બીક હતી તેઓ તો સજ્જ થઇને આવ્યા હતા તેમાંથી એક તો પોતાના ખીસ્સામાં રીવોલ્વર રાખીને આવેલો, અને તેનો એણે ખાલી ભડાકો પણ કર્યો. દરમ્યાન પારસી રૂસ્તમજી જેમણે હુમલાની તૈયારીઓ જોઇ હતી તેઓ વીજળીને વેગે દોડયા અને પોલીસ સુપ્રીરીન્ટેન્ડન્ટ એલેકઝાન્ડ્રને ખબર આપી. તેણે પોતાની પોલીસની એક ટુકડી મોકલાવી અને પોલીસ એ ગડબડમાંથી રસ્તો કરી મને પોતાની વચ્ચે રાખી પારસી રૂસ્તમજીને ત્યાં લઇ ગઈ."

"બીજે દિવસે સવારે પારસી રૂસ્તમજીએ ડરબનના પઠાણોને ભેગા કર્યા અને તેમને મારી સામે જે કંઈ ફરિયાદ હોય તે મારી પાસે મૂકવા કહ્યું. તેઓને હું મળ્યો તેઓને શાંત કરવાની કોશીશ કરી, પણ વહેમની દવા દલીલથી કે સમજૂતીથી થઈ શકતી નથી. તેઓના મનમાં ઠસી ગયું હતું કે મેં કોમને દગો દીધો છે અને એ મેલ જ્યાં સુધી તેમના મગજમાંથી ન નીકળે ત્યાં સુધી મારૂં સમજાવવું નકામુંજ હતું."

દક્ષિણ આફ્રિકાની લડત પ્રસંગે લગભગ સઘળા સત્યાગ્રહીઓ ગાંધીજીએ સ્થાપેલી ફીનીકસની સંસ્થા (આશ્રમ)મા રહેતા પણ તેની બહારના એકલા સત્યાગ્રહી તે પારસી રૂસ્તમજી હતા. તે વિષે ગાંધીજી લખે છે કેઃ—

## પારસી રૂસ્તમજી જેલ જવાને પણ તૈયાર !

"ફીનીકસમાં બીજા નીવાસીઓ હતા તેઓને પણ સ્વતંત્રપણે લડાઈમાં જોડાવાનો નિશ્ચય કરવાનું મેં સૂચવ્યું. લડાઇ થોડી મુદત ચાલો કે લાબી મુદત, ફીનીકસ (આશ્રમ) કાયમ રહો કે જમીનદોસ્ત થાઓ. જનારા સાજા રહો કે માંદા પડો, પણ કોઇથી નજ છુટી શકાય એ શરતો ફરી ફરીથી અને પેરેપેરે કરીને મેં સમજાવી. સૌ તૈયાર થયાં. ફીનીકસની બહારનામાં અક માત્ર રૂસ્તમજી જીવણજી ઘોરખોડુ હતા. તેમનાથી આ બધી મસલતો હું છુપી રાખી શકું એમ નહતું. તેમણે જેલ તો ભોગવી જ હતી, પણ ફરી ફરીથી જેલમાં જવાનો તેમનો આગ્રહ હતો."

## ગાંધીજીના દાગીનાઓના પારસી ટ્રસ્ટી

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડતમાં ગાંધીજીએ જીત મેળવ્યા

પછી સઘળું કામ ખલાસ થયું અને હિંદના આગેવાનોએ આગ્રહ કરવાથી ગાંધીજીએ હિન્દ આવવાનો નિશ્ચય કર્યો. ત્યાંના હિન્દીઓએ એમને ઘણી મુશ્કેલીથી રજા આપી અને ૧૯૦૧માં એમણે હિંદ આવવાની તૈયારી કરી તે પ્રસંગે દક્ષિણ આફ્રિકાના હિંદીઓએ એમને વિદાયગીરીનું અતિ ઉમદા માન આપ્યું તે સાથે કીંમતી દરદાગીના જર-ઝવેરાતથી એમને ઢાંકી દીધા પણ તે સઘળું અંગત ભેટ તરીકે ગાંધીજીએ ન રાખતાં ત્યાંનાજ હિંદી વતનીઓના લાભ માટે ટ્રસ્ટીઓ નીમી તેઓને સોંપી દીધું. આ ટ્રસ્ટીઓમાં મુખ્ય પારસી રૂસ્તમજી હતા. તેવણ વિષે ગાંધીજી લખે છે કે:

"મારાથી આ વસ્તુઓ નજ રખાય એવા નિર્ણય ઉપર હું આવ્યો. પારસી રૂસ્તમજી અને બીજાઓને આ દાગીનાઓના ટ્રસ્ટીઓ નીમી તેમના પર લખવાનો કાગળ ઘડયો, ને સવારમાં સ્ત્રી પુત્રાદિની સાથે મસલત કરી મારો ભાર હળવો કરવા નિશ્ચય કર્યો."

### ગાંધીજી અને કસ્તુરબા વચ્ચેનો રમુજી સંવાદ

ઉપલી ભેટસોગાદોના સંબંધમાં પૂજ્ય કસ્તુરબા સાથે ગાંધીજીને થયલો એક રમુજી સંવાદ-કે જેને અત્રે કાંઇ લાગતુંવળગતું ન હોવા છતાં-જાણવાજોગ બલકે નકલ કરવાજોગ હોવાથી અત્રે ઉતારવાની મારી લાલચ ખરેખરજ હું થોભાવી શકતો નથી.

ગાંધીજી લખે છે કે:

આ વખતની ભેટોથી હું અકળાયો. તેમાં સોના, ચાંદી અને હીરાની વસ્તુઓ હતી. આ બધું રાખવાનો મને શો અધિકાર? જાહેર સેવાને અંગે, તેમ અસીલો તરફથી મળેલું સઘળું હું કેમ રાખી શકું? આ ભેટોમાં એક પચાસ ગીનીનો હાર કસ્તુરબાને સારૂ હતો. જે સાંજે આમાંની મુખ્ય ભેટો મળી તે રાત્રી મેં બાવરાની જેમ જાગીને ગાળી, ઓરડામાં આંટા માર્યા કર્યા પણ કંઈ ગુંચ ઉકલે નહિ, આવી ભેટો જતી કરવી એ ભારે પડતું હતું. રાખવી એ વધારે ભારે લાગતું હતું. ધર્મપત્નીને સમજાવવાનું મુશ્કેલ હતું. બાળકોને સમજાવવામાં મુદલ મુશકેલી નહિ આવે એવી મને ખાત્રી હતી. તેમને વકીલ નીમવાનો વિચાર કર્યો: બાળકો તુરત સમજ્યાં તેઓએ કહ્યું, "અમારે એ દાગીનાઓનું કામ નથી. આપણે બધું પાછુંજ આપવું."

હું રાજી થયો. "ત્યારે બાને તમે સમજાવશોને? મેં પૂછ્યું. "જરૂર, એ અમારૂં કામ, એને કયાં એ દાગીના પહેરવાં છે? એ તો અમારે સારૂ રાખવા ઇચ્છે; અમારે એ ન જોઇએ પછી એ હઠ શાની કરે?" પણ કામ તો ધાર્યા કરતાં વસમું નીવડ્યું.

## કસ્તુરબાની મરજી દાગીનાઓ રાખવાની-ગાંધીજીનો મત-જાહેર સેવાઓ માટે અંગત ભેટ શાની હોય?

"તમારે ભલે ખપ ન હોય, તમારા છોકરાઓને ભલે ન હોય. બાળકોને જેમ ચઢાવો તેમ ચઢે, ભલે મને પહેરવા ન દો, પણ મારી વહુઓનું શું? એમને તો ખપ આવશે? અને કોણ જાણે કે કાલે શું થશે? એટલા હેતથી આપેલી વસ્તુઓ પાછી ન દેવાય." આમ વાગ્ધારા ચાલી ને તેની સાથે અશ્રુધારા મળી પણ બાળકો મક્કમ રહ્યા, મારે ડગવાપણું નહોતું.

મેં હળવેથી કહ્યું 'છોકરાઓ પરણે તો ખરા? આપણે ક્યાં બાળ વયે પરણાવવા છે? મોટા થાય ત્યારે તો તે પોતેજ ભલે કરવું હોય તે કરે, અને આપણે ક્યાં ઘરેણાંની શોખીન વહુઓ ગોતવી છે? છતાં કાંઇ કરાવવું જ પડે તો હું ક્યાં નથી બેઠો?"

"જાણ્યા તમને, મારાં ઘરેણાં પણ લઇ લીધાં એ જ તમેના? મને સુખે નથી પહેરવા દીધું એ તમે મારી વહુઓને સારૂં શું લેવાના હતા? છોકરાઓને આજથી વેરાગી બનાવી રહ્યા છો! એ દાગીના નહિ પાછા અપાય અને મારા હાર ઉપર તમારો શો હક?"

"પણ એ હાર તારી સેવાને ખાતર કે મારી સેવાને ખાતર મળ્યો છે?" મેં પૂછ્યું.

"ભલેને, તમારી સેવા એટલે મારી પણ થઈ. મારી પાસે રાત દહાડો મજુરી કરાવી એ સેવામાં નહિ ગણાતું હોય? અને રડાવીને પણ જેને ને તેને ઘરમાં રાખ્યા ને ચાકરીઓ કરાવી તેનું શું?"

આ બધાં બાણ અણીઆળાં હતાં. એમાંનાં કેટલાંક વાગતાં હતાં. પણ ઘરેણાં તો મારે પાછાં આપવાંજ હતાં. ઘણી વાતોમાં હું જેવી તેવી સંમતિ લઈ શક્યો. ૧૮૯૬માં મળેલી અને ૧૯૦૧માં મળેલી ભેટો પાછી આપી, તેનું ટ્રસ્ટ બન્યું અને આજે પણ આપત્તિ ફાળા તરીકે તે મોજુદ છે અને તેમાં વધારો થતો રહ્યો છે. આ પગલાને વિષે મને કદી પશ્ચાતાપ થયો નથી. દિવસો જતાં કસ્તુરબાને પણ તેની યોગ્યતા જણાઇ ગઈ, અને અમે ઘણી લાલચોમાંથી ઉગર્યાં છીએ. જાહેર સેવકને અંગત ભેટો ન હોય એવા અભિપ્રાય ઉપર હું આવેલો છું."

## પ્રકરણ ૭ મું

# પારસી રૂસ્તમજીના ઉપકારોનો ગાંધીજીએ વાળેલો બદલો!

## દાણચોરી માટે રૂસ્તમજીનો પવિત્ર એકરાર-વારસોને આપેલો પવિત્ર એકરારનો વારસો.

ગાંધીજી અને પારસી રૂસ્તમજી સાથના કેટલાક સંબંધો વિષે આપણે જોઇ ગયા પરંતુ એક યાદગાર સમયની યાદ પણ કાંઇ નહીં તો ઇન્સાફને ખાતર પણ આપણે જાણવી જોઇએ. એટલું જ નહિં પણ ખુદા ન કરે ને આપણા જેવા પણ તેવા સંજોગો હેઠળ આવી જાણવી "ત્યારે પારસી રૂસ્તમજી"ના પવિત્ર એકરાર પ્રમાણે જ વર્તી નાનાં યા મોટાં પાપનો પશ્ચાતાપ કરવો જોઇએ.

શેઠ રૂસ્તમજી એક શુદ્ધ અને સત્યાગ્રહી ગૃહસ્થ હતા તો પણ સેતાની લાલચે તેમને પણ પોતાના પંજામાં સપડાવ્યા. તે વિષે ગાંધીજી લખે છે કેઃ-

"પારસી રૂસ્તમજીના નામથી તો આ પ્રકરણો વાંચનાર સારી પેઠે જાણીતા છે. પારસી રૂસ્તમજી એકી વખતે અસીલ અને જાહેર કામમાં સાથી બન્યા, અથવા તેમને વિષે તો એમ પણ કહેવાય કે તે પ્રથમ સાથી બન્યા અને પછી અસીલ. તેમનો વિશ્વાસ મેં એટલે લગી સંપાદન કર્યો હતો કે તેમના ખાનગી વ્યવહારમાં પણ તે મારી સલાહ માગતા ને તેને અનુસરતા. તેમને દરદ થાય તો પણ તેમાં મારી સલાહની જરૂર જણાતી, ને અમારી રહેણી વચ્ચે ઘણો તફાવત હોવા છતાં તે મારા ઉપચારોનો અમલ પોતાને વિષે કરતા..

આ સાથી ઉપર એક વેળા મોટી આપત્તિ આવી પડી. જો કે પોતાના વેપારની પણ ઘણી વાતો કરતા છતાં એક વાત તો તેમણે મારાથી છુપાવી હતી. પારસી રૂસ્તમજી દાણચોરી કરતા. મુંબઈ, કલકત્તાથી માલ મંગાવતા તેને અંગે આ ચોરી થતી. બધા અમલદારોની સાથે તેમને સારો લાગવગ હતો, તેથી કોઇ તેમની ઉપર શક નજ લાવે. જે ભરતીમાં તે રજુ કરતા તેની ઉપર દાણની ગણત્રી થાય. એવાએ અમલદારો હશે કે જેઓ તેમની ચોરી પ્રત્યે આંખમીંચામણાં પણ કરતા હોય.

પણ અખાની વાણી તે કાંઇ ખોટી પડે?

"કાચો પારો ખાવો અન્ન, તેવું છે ચોરીનું ધન."

પારસી રૂસ્તમજીની ચોરી પકડાઈ, મારી પાસે દોડી આવ્યા. આંખમાંથી આંસુ ઝરે છે અને રૂસ્તમજી બોલે છે.

"ભાઈ મેં તમને છેતર્યા છે. મારૂં પાપ આજે ઉઘાડું પડયું છે. મેં દાણની ચોરી કરી છે. હવે મારે નસીબે તો જેલ જ હોય અને હું તો પાયમાલ થવાનો. આ આફતમાંથી તો તમે જ મને બચાવી શકો. મેં તમારાથી કંઇ છુપાવ્યું જ નથી. પણ વેપારની ચોરીમાં તમને શું કહેવાનું હોય એમ સમજીને મેં આ ચોરી છુપાવી હવે પસ્તાઉં છું."

મેં ધીરજ આપીને કહ્યું. "મારી રીત તો તમે જાણો છો. છોડાવવું ન છોડાવવું તો ખુદાને હાથ છે, ગુન્હો કબુલ કરીને છોડાવાય તો જ હું તો છોડાવી શકું."

આ ભલા પારસીનું મોં પડયું.

"પણ મેં તમારી પાસે કબૂલ કર્યું એટલું બસ નહિ?" રૂસ્તમજી શેઠ બોલ્યા.

"તમે ગુન્હો તો સરકારનો કર્યો ને મારી પાસે કબૂલો તેમાં શું વળે?" મેં હળવે જવાબ આપ્યો.

"મારે છેવટે કરવું તો છે તમે જે કહો તેજ, પણ મારા જુના વકીલ મી૦......છે તેમની સલાહ તો લેશો ના! એ મારા મિત્ર પણ છે," રૂસ્તમજીએ કહ્યું.

તપાસ કરતાં જણાયું કે ચોરી લાંબી મુદત ચાલી હતી. પકડાયલી ચોરી તો થોડી જ હતી. જુના વકીલની પાસે અમે ગયા. તેમણે કેસ તપાસ્યો. "આ કેસ જુરી પાસે જવાનો. અહીંના જુરરો હિન્દીને શાના છોડે? પણ હું આશા તો નજ છોડું?" વકીલ બોલ્યાં.

આ વકીલની સાથે મને ગાઢ પરિચય નહોતો. પારસી રૂસ્તમજીએજ જવાબ આપ્યો. "તમારો આભાર માનું છું. પણ આ કેસમાં મારે મહાત્મા ગાંધીજીની સલાહ પ્રમાણે ચાલવું છે. તે મને વધારે ઓળખે છે. તમે એમને સલાહ આપવી ઘટે તે આપતા રહેજો."

આમ ભીનું સંકેલી અમે રૂસ્તમજી શેઠની દુકાને ગયા.

મેં સમજાવ્યું. "આ કેસ કોર્ટમાં જવાને લાયક નથી. કેસ કરવો ન કરવો દાણી અમલદારના હાથમાં છે. તેને પણ સરકારના મુખ્ય વકીલની સલાહ પ્રમાણે ચાલવું પડશે. હું બન્નેને મળવા તૈયાર છું. પણ મારે તો તેઓ નથી જાણતા એ ચોરીની પણ કબૂલાત આપવી પડશે. તેઓ ઠરાવે તે દંડ આપવાનું હું કબુલ કરવા ધારૂં છું. પણ ભાગે તેઓ માનશે

પણ, કદાચ ન માને તો જેલને સારૂ તૈયાર રહેવું જોઇશે. મારો અભિપ્રાય છે કે લજ્જા જેલ જવામાં નથી પણ ચોરી કરવામાં છે. લજ્જાનું કામ તો થઇ ચુકયું, જેલ જવું પડે તો તે પ્રાયશ્ચિત સમજજો. ખરૂં પ્રાયશ્ચિત તો હવે દાણચોરી ન કરવાની પ્રતિજ્ઞામાં છે."

આ બધું રૂસ્તમજી શેઠ બરોબર સમજ્યા એમ હું ન કહી શકું, તે બહાદુર માણસ હતા. પણ આ વખતે હારી ગયા, તેમની પ્રતિષ્ઠા જવાનો સમય આવ્યો હતો. અને કદાચ તેમણે જાતમહેનતથી બાંધેલો માળો પીંખાઇ જાય તો?

તે બોલ્યા "મેં તમને કહ્યું છે કે મારૂં માથું તમારે ખોળે છે, તમારે જેમ કરવું હોય તેમ કરો."

મેં આ કેસમાં મારી બધી વિનયની શક્તિ રેડી. હું અમલદારને મળ્યો. બધી ચોરીની વાત નિર્ભયપણે તેને કહી, ચોપડા બતાવવાનું કહ્યું ને પારસી રૂસ્તમજીના પશ્ચાતાપની વાત પણ કરી.

અમલદારે કહ્યું, "હું એ પુરાણા પારસીને ચાહું છું. તેણે ભૂલ તો કરી છે, પણ મારો ધર્મ તો તમે જાણો છો. મારે તો વડા વકીલ કહે તેમ કરવું રહ્યું. એટલે તમારી સમજાવવાની શકિતનો ઉપયોગ તમારે તેમની સાથે કરવો રહ્યો."

"પારસી રૂસ્તમજીને અદાલતમાં ધસડી જવાનું દબાણ ન થાય તો મને સંતોષ છે." મેં કહ્યું.

આ અમલદારની પાસેથી અભયદાન મેળવી મેં સરકારી વકીલ સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેમને મળ્યો. મારે કહેવું જોઇએ કે મારી સત્યપ્રિયતા તે જોઇ ગયા, હું કંઈ નહોતો છુપાવતો એમ તેમની પાસે સિદ્ધ કરી શકયો.

આ કે કોઇ બીજા કેસમાં તેમના પ્રસંગમાં આવતાં તેમણે મને પ્રમાણપત્ર આપ્યું. "હું જોઉં છું કે તમે મારી પાસેથી "ના" નો જવાબ તો લેવાના જ નહિ."

રૂસ્તમજીની ઉપર કેસ ન ચાલ્યો. તેમણે કબૂલ કરેલી દાણચોરીનાં બમણા નાણાં લઈ કેસ માંડી વાળવાનો હુકમ કાઢયો.

રૂસ્તમજીએ પોતાની દાણચોરીનો કીસ્સો લખી કાઢી કાચમાં જડાવ્યો અને પોતાની ઓફીસમાં ટાંગી તેમના વારસો અને સાથી વેપારીઓને ચેતવણી આપી.

## પ્રકરણ ૮ મું

## "પારસીના ગુણોનો હું પૂજારી છું."

### સત્યાગ્રહમાં સર રતન તાતા તથા પીટીટ ખાનદાનનો ધરખમ ફાળો.

### ઇતિહાસમાં સોરાબ બહાદુરનો સોનેરી સફો-મહાત્માજીની જગ્યા રાખનાર પારસી બેરીસ્ટર

### પારસી કોમનું નામ ઉજવળ કરનાર અઠંગ સત્યાગ્રહી પારસી.

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વેળા મુંબઇના સખાવતી શાહ મરહુમ સર રતન તાતાએ મહાત્માજીને જે કટોકટી વેળાની મદદ કરી હતી તે વિષે મહાત્માજી લખે છે કે:–

"પણ મને પૈસાની ચિંતા રહેતી હતી. લાંબા કાળ સુધી લડત ચલાવવી ને પાસે નાણાં ન હોય એ દુઃખ મોટું થઈ પડયું. પણ હું આસ્તિક છું. મને પ્રભુએ ત્યારે પણ સાથ દીધો. મારી ભીડ ભાંગી. એક તરફથી મારે દક્ષિણ આફ્રિકાને કિનારે ઉતરતાં કોમને નિષ્ફળતાના સમાચાર આપવાના હતા તો બીજી તરફથી મને પ્રભુએ નાણાંની તંગીમાંથી મુક્ત કર્યો કેમકે કેપ્ટાઉન ઉતરતાં જ વિલાયતથી તાર મળ્યો કે સર રતન તાતાએ રૂ. ૨૫૦૦૦ આપ્યા છે. એટલાં નાણાં તે વેળા ઘણાં થઈ પડ્યાં કામ ચાલ્યું."

### દક્ષિણ આફ્રિકાની મદદે મરહુમ સર રતન તાતા એક ફરેશ્તા તરીકે

આ રીતે સર રતન તાતાએ આપેલા પચ્ચીસ હજાર રૂપિયા તો કયારનાએ ખરચાઇ ગયા પણ મહાત્માજીએ લખેલા ઇતિહાસના પાનાંઓ ઉપર તે કેવા કામની કિર્તિ પોકારી રહ્યા છે! આફ્રિન હે જો એવા ઉદાર નરોનાં અશો રૂહ ઉપર! નાતાલના હિંદી મજુરો ઉપર નખાયલો ત્રણ પાઉંડનો તદન બેહુદો કર કાઢી નાખવા માટે સને ૧૯૧૬માં ભારતભૂષણ પંડિત માલવીયાજીએ ધારાસભામાં સવાલ ઉઠાવ્યો અને વાઇસરોય લોર્ડ હાર્ડિંજે જણાવ્યું કે સમય આવતાં તે કાઢી નાખવાનું ઘટતું થશે. આથી માલવીયાજીએ ૧૯૧૭માં દક્ષિણ આફ્રિકાના મજુરોની ગુલામી સદંતર નાબુદ કરવાનો ઠરાવ રજુ કરવા માગ્યો ત્યારે વાઇસરોયે તે નામંજુર કર્યો. આથી ગાંધીજીએ હિંદુસ્તાનમાં મોટી ચળવળ શરૂ કરી.

### દક્ષિણ આફ્રિકાને પીટીટ કુટુંબની મદદ

આ અરસામાં પીટીટ કુટુંબ તરફથી તેમને મળેલી મદદ વિષે તેઓ લખે છે કે:

"ચળવળનો આરંભ મુંબઈથી કર્યો. મુંબઈમાં સભા ભરવાનું મી૦ જહાંગીર પીટીટે માથે લીધું અને ઈમ્પીરીયલ સીટીઝનશીપ એસોસીએશનને નામે સભા થઈ જેમાં બીજા આસામીઓ ભેગા મી. પીટીટ પણ હાજર હતા. તેમજ મુંબઈથી શ્રી જાઈજી પીટીટની અથાગ મહેનતથી સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન વાઈસરૉય પાસે ગયું તેમાં લેડી તાતા, મરહુમ દીલશાહ બેગમ વગેરે હતાં. એ ડેપ્યુટેશનની અસર બહુ સારી થઈ ને ના૦ વાઈસરૉયે તેમને આશાભર્યો ઉત્તર આપ્યો હતો."

## પારસી રૂસ્તમજીનો કીંમતી ફાળો–૧૮ વરસના સોહરાબ બહાદુરની સેવાનો સોનેરી સફો

દક્ષિણ આફ્રિકાની લડત વેળાએ બીજો એક નેધવાલાયક બનાવ બન્યો હતો તે પણ ઈતિહાસનો સોનેરી સફો રોકે છે. મહાતમજીને આફ્રિકા ખાતે મોટામાં મોટી મદદ આપનાર 'પારસી રૂસ્તમજી' (રૂસ્તમજી જી. ઘોરખોદુ) કે જેવણે હિંદીઓની વાજબી લડતમાં પોતાનો કિંમતી ફાળો આપ્યો હતો અને જેમને વિષે મહાત્માજી પોતાના લખાણોમાં અનેક ઠેકાણે યાદ આપે છે. તેમના અઢાર વરસની ઉંમરના બહાદુર બેટા સોહરાબે એક વેળા કટોકટ વખતે ઘણા હિંદીઓના જાન બચાવ્યા હતા તે વિષે મહાત્માજી લખે છે કેઃ

"એક પ્રસંગ નોંધવા લાયક છે. વેરૂલમમાં ઘણા મજુરો (અન્યાયની સામે થવા) નીકળી પડ્યા હતા. તેઓ કોઇ ઉપાયે પાછા જાય નહિ. જનરલ લ્યુકની પોતાના સીપાઈઓ સાથે ત્યાં હાજર હતો. લોકો ઉપર ગોળી ચલાવવાનો હુકમ કાઢવા તૈયાર થયો. મરહુમ પારસી રૂસ્તમજીનો નાનો દીકરો બહાદુર સોરાબજી–જેની ઉંમર ભાગ્યેજ અઢાર વરસની હશે–ડરબનથી અહીં પહોંચી ગયો હતો. તે જનરલના ઘોડાની લગામ પકડીને બોલી ઉઠયો, "તમારાથી ગોળીબાર કરવાનો હુકમ નહિ અપાય; હું મારા લોકોને શાંતિથી કામે ચઢાવવાનું માથે લઉં છું. જનરલ લ્યુકની આ નવજુવાનની બહાદુરી ઉપર મુગ્ધ થયો ને તેણે તેને પોતાનું પ્રેમબળ અજમાવવાની મહેતલ આપી. સોરાબજીએ લોકોને સમજાવ્યા. લોકો સમજ્યા. ને પાછા કામે ચડયા. આમ એક જુવાનીયાની સમયસૂચકતા, નિર્ભયતા અને પ્રેમથી ખૂનો થતાં અટકયાં."

આપણે ઈચ્છીશું કે હિંદના મહાભારત ઈતિહાસમાં આપણી કોમના અનેક જુવાનીઆઓ આવી જાતના બહાદુરીના સફાઓ સોનેરી અક્ષરે નોંધાવે ?

## સોરાબજી શાપુરજી અડાજણીયાની સેવાઓ માટે ગાંધીજી શું કહે છે ?

મહાત્માજી ઉપર લડત વેળાએ પારસી કોમ વિષે ઉંચી છાપ

બેસાડવામાં વધારો કરનાર તે સોરાબજી શાપુરજી અડાજણીયા નામના જરથોસ્તી હતા. તેઓ વિષે મહાત્માજી પોતાના લખાણોમાં અનેક ઠેકાણે ઇશારાઓ કરે છે તેમાંના થોડાક અત્રે તેમના પોતાના જ શબ્દોમાં રજુ કરૂં છું કે જે હું ધારૂં છું તેમ હાલને પ્રસંગે પારસી ભાઇઓને અનુકરણ કરવાજોગ થઈ પડશે.

મહાત્માજી તેમને વિષે લખે છે કેઃ—

"કેટલાક હિંદી નવજુવાનોએ કહેણ મોકલ્યું હતું પણ તેમાંથી સોરાબજી શાપુરજી અડાજણીયાનું જ કહેણ કસોટીના કેસને સારૂ કબુલ રાખવામાં આવ્યું, નામ ઉપરથી જ વાંચનાર સમજી શકશે કે સોરાબજી પારસી હતા. આખા દક્ષિણ આફ્રિકામાં પારસીની વસ્તી સૌથી વધારે નહિ હોય. પારસીઓને વિષે જે અભિપ્રાય મેં હિંદુસ્તાનમાં આપેલો છે તે જ હું દક્ષિણ આફ્રિકામાં ધરાવતો હતો.

## પારસી કોમને ગાંધીજીની મગરૂર કોમ્પ્લીમેંટ—"પારસીના ગુણોનો હું પૂજારી છું"

આખી દુનિયામાં એક લાખથી વધારે પારસી નહિ હોય. આટલી નાની કોમ પોતાની પ્રતિષ્ઠા જાળવી રહી છે, પોતાના ધર્મને વળગી રહી છે, અને ઉદારતામાં દુનિયાની એક પણ કોમ તેને નથી પહોંચી શકતી એટલીજ વાત એ કોમની ઉચ્ચતાનું પ્રમાણપત્ર છે. તેમાં પણ સોરાબજી તો અનુભવ થતાં રત્ન નીવડ્યા. જ્યારે એઓ લડાઇમાં દાખલ થયા તે વખતે એમને હું સહેજસાજ ઓળખતો હતો. લડતમાં આવવા વિષેના તેમના પત્રવ્યવહારે મારા ઉપર સારી છાપ પાડી હતી. પારસીના ગુણોનો જેમ હું પૂજારી છું, તેમ એક કોમ તરીકે તેઓમાં જે કેટલીક ખોડ છે, તેથી હું અંજાણ ન હતો અને નથી. તેથી ખરે અવસરે સોરાબજી નભી શકશે કે નહિ એ વિષે મારા મનમાં શંકા હતી પણ સામેનો માણસ પોતે એથી વિરૂદ્ધ વાત કરતો હોય ત્યારે એવા શક ઉપર અમલ ન કરવો એ મારો કાયદો હતો એટલે મેં તો સોરાબજીએ જે દ્રઢતા પોતાના કાગળમાં બતાવી હતી તે ઉપર ભરોસો રાખવાની ભલામણ કમિટિને કરી અને પરિણામે તો સોરાબજી પ્રથમ પંક્તિના સત્યાગ્રહી નિવડ્યા. લાંબામાં લંબી જેલ ભોગવનારા સત્યાગ્રહીઓમાં તે એક હતા, એટલું જ નહિ પણ તેમણે લડતનો એટલો બધો ઉંડો અભ્યાસ કરી લીધો હતો કે લડતને વિષે એ જે કાંઇ કહે તે બધાને સાંભળવું પડતું. તેમની સલાહમાં હંમેશાં દ્રઢતા, વિવેક, ઉદારતા, શાંતિ વિગેરે જોવામાં આવતાં. ઉતાવળે તો વિચાર બાંધે જ નહિ, અને વિચાર

બાંધ્યા પછી ફેરવે જ નહિ. જેટલે દરજજે તેમનામાં પારસીપણું હતું અને તે ખૂબ હતું. તેટલેજ દરજજે હિન્દીપણું હતું. સંકુચિત જાતિ અભિમાનની ગંધ સરખી તેમનામાં કોઈ દિવસ નથી આવી.

## સોરાબજીને બેરીસ્ટર કરવાનો ઠરાવ

લડત પુરી થયા પછી સારા સત્યાગ્રહીઓમાંથી કોઇને વિલાયત મોકલી બેરીસ્ટર બનાવવા સારૂ ડૉ૦ મહેતાએ શિષ્યવૃત્તિ આપી હતી. તેની પસંદગી તો મારે જ કરવાની હતી. બે ત્રણ લાયક હિંદીઓ હતા પણ બધા મિત્ર મંડળને એમજ લાગ્યું કે સોરાબજીના પીઠપણાની અને ઠરેલપણાની હરિફાઈ કરી શકે એવું બીજું કોઈ ન હતું, તેથી તેમનેજ ચુંટવામાં આવ્યા હતા. એવા એક હિંદીને વિલાયત મોકલવાનો એ હેતુ હતો કે તે દક્ષિણ આફ્રિકા પાછા આવી મારી જગ્યા લઇ શકે, અને કોમની સેવા કરે. કોમનો આશીર્વાદ અને કોમનું માન લઇને સોરાબજી વિલાયત ગયા. બેરીસ્ટર થયા. ગોખલેના પ્રસંગમાંતો દક્ષિણ આફ્રિકામાં જ આવ્યા હતા પણ વિલાયતમાં વધુ નિકટ આવ્યા. તેમનું મન સોરાબજીએ હરી લીધું. સોરાબજી વિદ્યાર્થી વર્ગમાં અતિ લોકપ્રિય થઇ પડયા. દરેકના દુઃખમાં ભાગ લે, વિલાયતના આડંબરની કે એશઆરામની તેમના મન ઉપર જરાયે અસર ન થઈ જ્યારે વિલાયત ગયા ત્યારે સોરાબજીની ઉંમર ત્રીસ વરસથી વધારે હતી. તેમનો અંગ્રેજી અભ્યાસ ઉંચા પ્રકારનો ન હતો. વ્યાકરણ વગેરે કટાઈ ગયાં હતાં. પણ મનુષ્યની ખંતની આગળ આવી અગવડો નભી શકતી નથી.

"વિલાયતમાં જ્યારે 'એમ્બ્યુલંસ કોર' થઈ તેનો આરંભ કરનારા સોરાબજી હતા અને છેવટ સુધી તેમાં રહ્યા એ ટુકડીને પણ સત્યાગ્રહ કરવો પડેલો અને તેના અગ્રેસર સોરાબજી હતા. છેવટે ટુકડીના સત્યાગ્રહમાં પણ જયજ મળ્યો.

## જોહનસબર્ગમાં સોહરાબજીની સેવા—ભર જવાન વયે ક્ષયથી અકાળ મરણ

"વિલાયતમાં બેરીસ્ટર થયા પછી સોરાબજી જોહનસબર્ગ ગયા. ત્યાં સેવા અને વકીલાત બંને શરૂ કર્યાં. ત્યાંથી મને જે કાગળો આવ્યા તેમાં સૌ સોરાબજીના વખાણ જ કરતા હતા. "જેવા સાદા હતા તેવાજ છે. આડંબર મુદ્દલ નથી નાના મોટા બધાની સાથે હળેમળે છે" પણ ઈશ્વર જેવો દયાળુ લાગે છે તેવોજ નિર્દય લાગે છે. સોરાબજીને ક્ષયનો રોગ લાગુ પડયો અને થોડા મહિનામાંજ કોમનો પ્રેમ સંપાદન કરી કોમને રોતી મૂકી ચાલતા થયા ! એમ ઈશ્વરે કોમની પાસેથી થોડા કાળમાં બે પુરૂષરત્ન છીનવી લીધાં. કાછલીઆ—અને સોરાબજી."

### સોહરાબજી સામે જોહનસબર્ગમાં કેસ–ગાંધીજી તેમને છોડી લાવ્યા

આગળ ચાલતાં મહાત્માજી લખે છે કેઃ–

(દાખલ થવાનો હીંદીઓનો હકક પુરવાર કરવા માટે) સોરાબજી જોહનસબર્ગ સુધી પહોંચી શકયા સોરાબજીના આ પ્રમાણે આવવાથી કોમી ઉત્સાહમાં બહુ વધારો થયો, અને કેટલાકોએ તો માની જ લીધું કે સરકાર હારી ગઇ...કેટલેક દીવસે સોરાબજીને સમન્સ મળ્યો. કોર્ટમાં કેસ ચાલ્યો હિંદી પ્રેક્ષકોથી કોર્ટ ચીકાર ભરાઇ ગઇ.કેસ શરૂ થતાં પહેલાં કોર્ટના આંગણામાંજ જે હિન્દીઓ ત્યાં આવેલા હતા તેમને એકઠા કરી તેમની એક તાત્કાળિક સભા ભરી અને સોરાબજીએ શૌર્યભર્યું ભાષણ કર્યું તેમાં જીત ન મળે ત્યાં સુધી જેટલી વાર જેલમાં જવુ પડે તેટલી વાર જવાને તૈયાર રહેવા અને ગમે તે સંકટો આવી પડે તે સહન કરવા પ્રતિજ્ઞા લીધી. હું સમજી ગયો હતો કે સોરાબજી જરૂર શુદ્ધ રત્ન નીવડશે. કેસ ચાલ્યો વકીલ તરીકે હું ઉભો રહ્યો કોર્ટે મારી દલીલો માન્ય કરી અને સમન્સ કાઢી નાખ્યો! કોમ હર્ષઘેલી થઈ. સોરાબજી જાહેર કામ કરવામાં ગુંથાઇ ગયા."

## પ્રકરણ ૯ મું

## ગાંધીજીને સોરાબજી અડાજણયાની ચેતવણી–આખરે ખરી પડેલી આગાહી

### અંગ્રેજ અમલદારની જહાંગીરીનો નમૂનો!

### મદદગારોના મરણથી ગયલી ખોટ

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડત લગભગ બંધ થયા પછી મહાત્માજી ત્યાંથી હિંદ તરફ પાછા ફરવા માટે વિલાયત ગયા જ્યાં સોરાબજી અડાજણીયા બેરીસ્ટરના અભ્યાસ માટે તે અગાઉ આવી ચૂકયા હતા. વિલાયતને કીનારે ઉતરતાં (૧૯૧૪માં લડાઇ જાહેર થઇ આથી મહાત્માજીએ લડાઇ પ્રસંગે બ્રીટીશોને મદદ કરવાનો–પોતાના અહિંસા ધર્મના સિદ્ધાંતની વિરૂદ્ધ જતા સવાલ છતાં– મક્કમ વિચાર કર્યો અને ઘાયલ થયલા અંગ્રેજોની સારવાર કરવા માટે હિંદીઓની બનેલી એક ટુકડી ઉભી કરી; તેમાં સોરાબજી અડાજણીઆ પણ મુખ્ય હતા. સારવાર કરવાની તાલીમ લેવા માટે સરકારે ગોઠવણ કરી અને એક અંગ્રેજ અમલદારના હાથ હેઠળ તાલીમ લેવાનું નકકી થયું. પણ "ટાઢ જાય રૂએ અને આદત જાય મુએ." તેમ પેલા બ્રિટિશ અમલદારના માથાંનો કીડો આવા ગંભીર પ્રસંગે પણ ચવળ્યા વગર રહ્યો નહિ અને હિંદી ટુકડી ઉપર પોતાની જોહુકમી ચલાવવાની શરૂઆત કરવા માંડી. આ પ્રસંગે પણ મહાત્માજીએ પોતાની હમેશની રૂઢી પ્રમાણે નાખતીનો જ નિયમ અખત્યાર કર્યો. આંથી સોરાબજી અડાજણીઆએ તેમને બહુ વખતસરની ચેતવણી આપી તે વિષેનો કેટલોક વાદવીવાદ જાણવાજોગ હોવાથી મહાત્માજીના પોતાના જ શબ્દોમાં રજુ કરૂં છું:–

## સોરાબજી અડાજણીઆની ગાંધીજીને ચેતવણી

"આમ ધર્મ સમજીને (એટલું જ નહિં પણ હિંદીઓના વાજબી હકોની માગણી કરવાનું પણ બાજુએ રાખી ) હું યુદ્ધમાં પડયો તો ખરો પણ મારે નસીબે તેમા સીધો ભાગ લેવા ન આવ્યું, એટલું જ નહિં પણ આવે નાજુક વખતે સત્યાગ્રહ કરવ એ આવી પડયું. જ્યારે અમારાં નામો મંજુર થયાં ને નોંધાયાં ત્યારે અમને પુરી કવાયત આપવાને સારૂ એક અમલદારને નીમવામાં આવ્યાનું હું લખી ચુકયો છું. અમારી બધાની એવી સમજ હતી કે આ અમલદાર યુદ્ધની તાલીમ આપવા પુરતા અમારા મુખી હતા, બીજી બધી બાબતોમાં ટુકડીનો મુખી હું હતો. મારા સાથીઓ પ્રત્યે જવાબદારી મારી હતી, ને તેમની મારા પ્રત્યે, એટલે કે મારી મારફતે અમલદારે બધું કામ લેવું જોઈએ, એવી અમારી સમજ હતી. પણ પુત્રના પગ પારણેથી વરતાય તેમ અમલદારની આંખ અમે પહેલે જ દહાડેથી જુદી રીતે ઓળખવા લાગ્યા. સોરાબજી બહુ શાણા હતા. તેમણે મને ચેતાવ્યો. "ભાઇ જોજો, આ માણસ એમની જહાંગીરી ચલાવવા માગતા જણાય છે. અમારે તેમના હુકમ ન જોઇએ. અમે એમને શિક્ષક માનીએ છીએ, પણ પેલા જુવાનિયા આવ્યા છે તે પણ અમારી ઉપર હુકમ કરવા આવ્યા હોય એમ જોઉં છું." આ જુવાનો ઓકસફર્ડના વિદ્યાર્થીઓ હતા ને શીખવાને સારૂ આવ્યા હતા અને તેમને વડા અમલદારે અમારે પેટા ઉપરીઓ તરીકે નીમ્યા હતા. હું સોરાબજીએ કહેલુ જોઇ ગયો પણ સોરાબજીને શાંત્વન આપ્યું, ને ફીકર ન કરવા કહ્યું પણ સોરાબજી ઝટ માને તેવા ન હતા.

'સોરાબજીએ કહ્યું" તમે ભોળા છો, આ લોકો મીઠું મીઠું બોલીને તમને છેતરે છે, ને પછી તમારી આંખો જ્યારે ઉઘડશે ત્યારે તમે કહેશો ચાલો સત્યાગ્રહ કરીએ ને પછી તમે અમને ખુવાર કરશો." સોરાબજી હસતાં હસતાં બોલ્યા.

મેં જવાબ વાળ્યો. "મારો સાથ કરવામાં ખુવારી સિવાય તમે બીજું કોઇ દહાડો કયાં અનુભવ્યું છે ? અને સત્યાગ્રહી તો છેતરાવાને જ જન્મે છે ના! એટલે ભલે આ સાહેબ મને છેતરે. તમને મેં હજારોવાર નથી કહ્યું કે છેવટે છેતરનાર જ છેતરાય છે.

"સોરાબજી ખડખડાટ હસી પડયા. સારૂં ત્યારે છેતરાયા કરો. કોઇ દહાડો સત્યાગ્રહમાં જ મરશો ને તમારી પાછળ અમારા જેવાને લઇ જશો."

"આ શબ્દોનું સ્મરણ કરતાં મરહુમ મીસ હોબસ હાઉસે અસહકારના પ્રસંગે મને લખેલા બોલ યાદ આવે છે. તમારે સત્યને ખાતર કોઈ દહાડો ફાંસીએ ચઢવું પડે તો મને આશ્ચર્ય નહિ થાય. ઇશ્વર તમને સીધેજ રસ્તે દોરે ને તમારી રક્ષા કરે!

## ઇંગ્રેજી અમલદારે બતાવેલું પોતાનું પાણી

"સોરાબજી સાથેની ઉપલી વાત તો અમલદાર ગાદીનશીન થયા પછીના આરંભકાળમાં થયલી. આરંભ ને અંત વચ્ચેનું અંતર થોડા જ

દિવસોનું હતું તે દરમ્યાન મને પાંસળીઓનું સખત દુઃખ ઉભરી આવ્યું. મારી આ સ્થિતિમાં અમારે કેમ્પમાં જવાનું હતું. બીજાઓ ત્યાં રહે ને હું સાંજે પાછો ઘેર આવતો. અહિં સત્યાગ્રહનો પ્રસંગ ઉભો થયો. અમલદારે પોતાનો અમલ ભજવ્યો. તેમણે સ્પષ્ટ સંભળાવ્યું કે બધી બાબતોમાં તે અમારા મુખી છે. પોતાની મુખત્યારીના બે ચાર પદાર્થપાઠો પણ અમને ભણાવ્યા. સોરાબજી મારી પાસે આવ્યા તે આ જહાંગીરી સાંખવા તૈયાર નહોતા. તેમણે કહ્યું, 'બધા હુકમો તમારી મારફતે જ મળવા જોઇએ અત્યારે તો આપણે તાલીમી છાવણીમાં છીએ અને દરેક બાબતમાં બેહુદા હુકમો નીકળે છે. પેલા જુવાનો અને અમારી વચ્ચે ઘણી બાબતોમાં ભેદ રાખવામાં આવે છે. આ સહ્યું જાય તેમ નથી, આની ચોખવટ તુરત થવી જ જોઇએ. નહિ તો આપણું કામ ભાંગી પડવાનું છે. આ બધા (હિંદી) વિદ્યાર્થીઓ અને બીજા જે આ કામમાં જોડાયા છે તે એક પણ બેહુદો હુકમ સાંખવાના નથી. સ્વમાન સંગ્રહ કરવા ઉપાડેલા કામમાં અપમાનજ સહન કરવાં એ નહિ બને.

## લશ્કરી છાવણીમાં ગાંધીજીનો સત્યાગ્રહ

હું અમલદારની પાસે ગયો. બધી હકીકત જાહેર કીધી તેણે તો મને પેટા ઉપરીઓ મારફતે જ ફર્યાદ કરવાનું જણાવ્યું. મેં કહ્યું મારે અધિકાર નથી ભોગવવો. હું સામાન્ય સીપાઇ જ કહેવાઉં પણ અમારી ટુકડીના મુખી તરીકે તમારે મને તેમના પ્રતિનિધિ તરીકે સ્વીકારવો જોઇએ. પેટા ઉપરીઓ વિષે અમારી ટુકડીમાં ઘણો અસંતોષ ફેલાયો છે તેઓને ખસેડી ટુકડીને પોતાના ઉપરીઓ ચુંટવાનો અધિકાર આપવામાં આવે! આ વાત એમને ગળે ન ઉતરી, અમે સભા ભરી લગભગ બધાએ સત્યાગ્રહ શરૂ કરવાના સોગંદ લીધા, અને જ્યાં સુધી અન્યાય દૂર ન થાય ત્યાં સુધી કવાયત-જવાનું અને કેમ્પમાં જવાનું બંધ કરવાનો ઠરાવ કર્યો.

## હિંદી વજીરને કાગળ-પણ ન તેની દાદ કે ફરિયાદ

''મેં અમલદારને કાગળ લખ્યો અને જણાવ્યું મારે અધિકાર નથી જોઇતો મારે તો સેવા કરવી છે. ઉપાડેલું કામ પાર ઉતારવું છે. બોઅર યુદ્ધમાં મેં કશો અધિકાર ભોગવ્યો ન હતો છતાં કર્નલ ગેલવે મારી ટુકડીની ઇચ્છા મારી મારફતે જાણીને જ બધી વસ્તુઓ કરતા. મારા કાગળની કાંઇપણ અસર ન થઇ. તેમને તો લાગ્યું કે અમારી ટુકડીએ સભા ભરીને ઠરાવ પસાર કર્યો એ જ મોટો લશ્કરી ગુનો થયો. આ પછી મેં હિંદી વજીરને કાગળ લખ્યો પણ તેથીએ કાંઇ સંતોષકારક પરિણામ ન આવ્યું. આ પછી તો અમારે ઘણો પત્રવ્યવહાર થયો પણ બધા કડવા અનુભવો આપી આ પ્રકરણ લંબાવતો નથી.

અમલદારે ધમકીથી, કળથી અમારામાં ફુટ પાડી. કેટલાક સપથ લીધા છતાં કળને ને બળને પણ વશ થવા પણ તેટલામાં તો નેટલીની

ઈસ્પીતાલમાં ઘાયલ થયલા સીપાઈઓની સારવાર કરવાનું આવી ચડયું. કેટલીક ગોઠવણો પછી આખી ટુકડી નેટલી ગઈ. એક હું જ દાંત પીસતો પથારીમાં પડયો રહ્યો."

તડાં પડાવીને રાજ્ય કરવાનો (Divide and Rule) અંગ્રેજી અમલનો આ એક નમુનો છે. હિંદુસ્તાનમાં પણ આપણને તેનો શું ઓછો અનુભવ છે ?

## મદદગારોના મરણથી ગયલી ખોટ.

ગાંધીજીના પારસી મિત્રો, વખાણનારાઓ અને અનુયાયીઓનાં દેશપ્રેમી કાર્યોની નોંધ આ પાનાઓ ઉપર જળવાઈ રહેશે. તે સાથ દક્ષિણ આફ્રિકામાંથી આવા શુદ્ધ અંતઃકરણના સાચા સત્યાગ્રહીઓ ગુમ થવાથી હિન્દી કોમને ગયેલી ખોટ વિષે મહાત્મા ગાંધીજીને હાથે લખાયલા ઇતિહાસમાંનો એક વધુ ફકરો ટાંકી ઇચ્છીશું કે પારસી કોમ હજી પણ એથી વધુ શુદ્ધ, સાચા, પ્રમાણિક અને દેશપ્રેમી મહાન નરો પેદા કરવાને શકિતવાન થાય.

"સત્યાગ્રહી સેવકો એક પછી એક ચાલી ગયા. સોરાબજી, કાછલીયા, નાયડુ, પારસી રૂસ્તમજી ઇત્યાદિના સ્વર્ગવાસથી અનુભવીઓમાંથી થોડા જ રહી ગયા છે. જેઓ રહી ગયા છે તેઓ હજી પણ ઝુઝી રહ્યા છે અને તેઓ સમય આવે પોતાનામાં સત્યાગ્રહ હશે તો કોમની રક્ષા કરી લેશે એને વિષે મને શંકા નથી."

## એકનું કરજ બીજાએ કેમ વાળ્યું ?

દક્ષિણ આફ્રિકાની લડતના ગાંધીજીને હાથે લખાયલા ઇતિહાસમાં પારસી કોમના અનેક સોનેરી સફાઓ આપણે જોઇ ગયા પણ આખા ઇતિહાસમાંથી એક જ કાળો સફો નીકળી આવે છે. અને તે એક પારસી ભાઇએ કરેલો વચનભંગ છે. આ ફકરો એટલા જ હેતુથી હું અત્રે ટાંકવા માંગું છું કે હવે પછી લખાનારા મહાભારતસમ ઇતિહાસમાં આવો એક પણ શબ્દ ન આવે તેની દરેક પારસી ભાઇબહેનો સંભાળ રાખી શકે. ગાંધીજી લખે છે કે:

"સર ફીરોજશાહને મારૂં ભાષણ ગમ્યું, અને મને ગંગા નાહ્યા જેટલો સંતોષ થયો. આ સભાને પરિણામે દેશપાંડે તેમજ એક પારસી ગ્રહસ્થ (લડતમાં જોડાવા માટે મારી સાથ આવવા) પલળ્યા. તે પારસી ગ્રહસ્થ આજે ઓધ્ધો ભોગવે છે, એટલે તેમનું નામ પ્રગટ કરતાં ડરૂં છું. તેમના નિશ્ચયને જજ ખરશેદજીએ ડોલાવ્યો ને તે ડોલાવવાની પાછળ એક પારસી બહેન હતી. વિવાહ કરે કે દક્ષિણ આફ્રિકામા આવે? વિવાહ કરવાનું તેમણે વધારે યોગ્ય ધાર્યું પણ આ પારસી મિત્રની વતી પારસી રૂસ્તમજીએ પ્રાયશ્ચિત કર્યું છે, અને પારસી બહેનની વતીનું પ્રાયશ્ચિત બીજી પારસી બહેનો સેવિકાનું કામ કરી ખાદી પાછળ વૈરાગ લઇને કરી રહી છે. તેથી આ દંપતિને મેં માફી આપી છે. દેશપાંડે પણ કાંઈ કારણસર ન આવી શકયા તેનું પ્રાયશ્ચિત તો તેઓ પોતે જ કરી રહ્યા છે. ઝાંઝીબારના એક તૈયબજી પણ આવવાનું કહીને ન આવ્યા તે ગુન્હાનો બદલો આજે અબ્બાસ તૈયબજી વાળી રહ્યા છે."